# कमळा दुःखदर्शक नाटक.

## त्रीअंकी.

१८३४  ૧૮૩૪

રચિ પ્રસીદ્ધ કરનાર.

**કેશવરામ વિશ્વનાથ જોશી**

રહેવાશી સીસોદ્રા તાલુકે જલાલપુર.



**સુરત.**

સંઘાડીઆવાડમાં "અંબીકા" પ્રેસમાં ભવાનીશંકર રવીશંકરે

છાપ્યો.

સંવત ૧૯૩૯.——સને ૧૮૮૩.



**મુલ ૬ આના.**

શે૦ શે૦ નગીનદાસ રાજારામ.

સુ૦ શા૦ હ૦ ના.

મંડલીના એડીટર

# દોહરા અથવા ગજલ.

| | |
|---|---|
| **ન**મન કરીને મિત્ર કહું, | **કે**મ વીસરૂ કોલ; |
| **ગિ**રીજા સુતની સાહ્યથી, | **રા**મજી કીધો તોલ. |
| **ન**ર શ્રષ્ટીમાં નીપની, | **વ**રવાં સુકૃત જેમ; |
| **દા**ઝ દેશિની દીલમાં, | **રા**ખણી સજ્જન તેમ. |
| **શરૂ** તેમ કીધું તમે, | **મ**નમાં ધરી ઉમેદ; |
| **રા**મ પ્રતાપે અનિતિને, | **વિ**રોધીથી કરવા કેદ. |
| **જા**ગ દેશિની તોડવી, | **સ્વ**ધર્મ માન્યો એજ; |
| **રા**જેશ્રી અર્પું તુને, (આ) | **ના**ટક તે માટેજ. |
| **મ**મતા રહો પ્રભુની સદા, | **થ**જો કુશળ તુજ નેમ; |
| પદના આદી વર્ણને, | મધ્ય વર્ણ કે' એમ. |

કન્યા વિક્રયની અનિતિથી મેં ઘણી તરેહની ખરાબી જોઇ. એનો કાંઈ અટકાવ થાચ તો સારૂં એમ મારા મનમાં હતું એવા વખતમાં બાળ લગ્નથી ઘણી ઘણીઆણોના અરસપરસના સ્વભાવ મળતા ન આવવાથી તેઓ દરેક સુખથી કેવા અજાણ રહેછે અને સ્વભાવે મળતાં સ્ત્રીપુરૂષ નિર્ધન છતાં પણ સુખનો સ્વાદ કેવો ચાખેછે વિગેરે વિગેરે કેટલીક બાબત મારા જોવામાં આવી તેથી આ સઘળી બાબતોનું ટીકારૂપ પુસ્તક બનાવવા મારૂં મન ઉસ્કેરાયું, પણ હું કાંઇ વિદ્વાન નથી તેમજ હું એક ગામડાનો ઉછરેલો માણસ નાનાપ્રકારની દેશિરૂઢીમાં બરોબર માહીતગાર નથી તેથી એવું કામ મારાથી નહીંજ બની શકશે એવી ધાસ્તીમાં હતો. સંવત ૧૯૩૭ ના સાલમાં હું સુરતમાં આવ્યો એવે પ્રસંગે આપનો મેળાપ થયો જે બાબતપર મારો લક્ષ હતો તેજ બાબતપર આપનો પણ લક્ષ હતો સબબ આપે મારા વિચારને ટેકો આપ્યો જેથી હું મારી શકિત પ્રમાણે આ લઘુ પુસ્તક ગાંડી ઘેલી ભાષામાં બનાવી આપને નિવેદન કરૂંછું, તેમાં ભુલચુક ઘણીજ હશે તે ઉપર ધ્યાન નહિ આપતાં આપ અને સર્વ દેશાભીમાની, ગ્રહસ્થો દર ગુજર કરશો એવી આશા રાખુછું; કે જેથી કુચારનો નાશ થાય. તથાસ્તુ.

લી૦ સે૦ કેશવરામ વિશ્વનાથ.

જોશી.

૧૮૭૪

## પાત્રના નામ તથા સંબંધ.

સુત્રધાર ......................... નાયક.
નટી ......................... સુત્રધારની સ્ત્રી.
વિદુષક ......................... મશ્કરો.
કલહુરાજ ......................... એક ગ્રહસ્થ.
કુભારજા ......................... કલહુરાજની સ્ત્રી.
નિરભયસેન ......................... કલહુરાજ અને કુભારજાનો છોકરો.
કુઢંગીવહુ ......................... નિર્ભયસેનની સ્ત્રી.
કમળા ......................... કલહુરાજ અને કુભારજાની છોકરી.
કુ[illegible]ણા ......................... કમળાની સખી.
મદનકુમાર ......................... કમળાનો ઇચ્છાવર.
બુદ્ધિકુમાર ......................... મદનકુમારનો મિત્ર (એકરાજકુમાર.)
સબરાજ ......................... કમળાનો પાણીયત ધણી.
બાળકસેન ......................... સબરાજનો ભત્રિજો.
વિજકોર ......................... સબરાજની પડોશણ.
ફોકટદાસ } ........... કલહુરાજના ન્યાતીલા; કમળા ને મદન
આમથાદાસ } કુમારને દુઃખી કરનાર.

એ શીવાય. કેટલીએક સ્ત્રી, કેટલાએક પુરૂષ, બે ભીલ, સિપાઇઓ, ફોજદાર, અને કેટલાક બ્રાહ્મણો વિગેરે વિગેરે.

# કમળા દુઃખ દર્શક નાટક.

## (વિષ્કુંભ.)

**સુત્રધાર**—(પ્રવેશ કરીને) હે પ્રાણવલ્લભા ! ?

**નટી**— (પ્રવેશકરીને) આજ્ઞા મહારાજ (નમન કરતાં.)

**સુત્રધાર**—પ્રીયા! આજે આ જગ્યાએ આપણે કમળા દુઃખ દર્શક નામનો નવિન કૃત્તિનો નાટક ભજવી બતાવવોછે તેમાં આપણા સર્વપાત્ર પોતપોતાના કામમાં યશ મેળવે તેને માટે સર્વશકિતમાન પરિબ્રહ્મપરમાત્માનું સ્તવનકર જેથી સર્વ વિઘ્ન દુર થાય.

**નટી**— આપની આજ્ઞા માથે ચડાવુંછું. (ગાયછે)

### પદ. રાગ કાફી.

દયાળા દે સુમતિનું દાન; જેથી ગુણ ગાઇએ તારા દે સું: ॥ ટેક ॥<br>
પુરણબ્રહ્મ પુરૂષોત્તમ હે પ્રભુ, ધરીએ તારૂં ધ્યાન;<br>
ત્રીગુણપતિ તારા ગુણ ગાઉં, રહેવા શોભામાન, જેથી. ૧<br>
અખંડ વિહારી વિશ્વના વ્યાપક, કૃપા કરી ધર કાન;<br>
અરજી સ્વિકારી લે ગરજીની, ભકત વત્સલભગવાન. જેથી. ૨<br>
રસભરતું રસનામાં અધિક ઠીક, સમજી સેવક નાદાન;<br>
રંગ ભુમીમાં રમીને લઇએ, ભરપુર યશ ભગવાન. જેથી. ૩<br>
જ્ઞાન સાગર નાટક મંડળીની, વિનતી ધરજે ધ્યાન;<br>
નારાયણ નરસીંહ નરોત્તમ, જયપ્રભુ કૃપા નિધાન. જેથી. ૪

**સુત્રધાર**—આહા હા હાહા ? ? ? નટી? તેં ઠીક સ્તવન કર્યું.

### ગિતિ.

જે છે સૃષ્ટિ કર્તા, જેની શકિત સદા રહી વ્યાપી;<br>
તે પરમાત્માને તો, ભજીએ તજીએ નહીં નહીં કદાપી.

હવે આપણા પાત્ર આદી સર્વે સાધન સાવધાન કરો

કે જેથી સૌ સૌની વખતે આ સુજ્ઞ સભાસદોની સેવામાં હા-
જર રહે.

**નટી**— જેવી આજ્ઞા માહારાજ. (નમન કરીને જાયછે)

**સુત્રધાર**—(સ્વગત) અહો સર્વ શકિતમાન ઈશ્વિર તારા કૃત અઘાત છે, તારી ગહન ગતિનો પાર કોઈ પામી શકતું નથી, તું ભકત વત્સલછે અને કેટલાક ભકત પીડિત દુષ્ટોને તેં સજા કરીછે.

**વિદુષક**—(પ્રવેશકરીને) કોને ! કોને!કોને !! અલ્યાભાઈ કહેને કોને !!! માજીસ્ટ્રેટે સજા કરી ?

**સુત્રધાર**—અરે! આ ઝાડની ડાળીઓ ખોશી, પગે ગુઘરીઓ બાંધી, જંગલી પશુની ચાલ ચાલતો, ઘાભરો બની જઈ માજીસ્ટ્રેટે કોને "સજા કરી" એમ પુછેછે તેનું કારણશું? તું કોણછે ?

**વિદુષક**—(વિલેમોંડે) અરેભાઈ! તું હમાણા મને નામ ના પુછ કહેનીકે કોને "સજા કરી?" મારો જીવ હેઠે બેસે જે.

**સુત્રધાર**—પણ તું કોણછે ?

**વિદુષક**—(જાંસો કરીને) ભાઇ ! હું બ્રાહ્મણ છું.

**સુત્રધાર**—"સજા કરી" એ શબ્દ સાંભલી ગભરાયછે કેમ?

**વિદુષક**—હમે બ્રાહ્મણ ભાઇ કયાંય ભીખવા જઇએ અને કોઈ બેવકુફ ગ્રહસ્થ દક્ષણા આપે તે વહેંચી લેતાં હમે બહુ લડીએ અને પાઈ અર્ધી પાઇ ઓછી આવી હોય તો તેને સારૂ. હમે ધપ્પમ ધપ્પા પર આવી જઇએ છીએ અને તેમાંથી કોઈ મારા જે વો જબરો હોય તો તે બધાને મારી ઠોકીને દક્ષણા લઇલિઈ પચાવી પડે. મારામારીમાં કોઇને લોહી નીકળે અને તે ફરીઆદ જાય ત્યારે મારનારને માજીસ્ટ્રેટ સજા કરે. માટે ભાઈ કહેની કે તે બધા બ્રાહ્મણો કયાં છે? હજુ ભુરશી વહેંચવી બાકી હશે તેથી હું પણ તેમાં ઘુસી જાઊં તો બે પૈસા ભાગ પડાવું; વારૂ ! તને ધર્મ થશે. આજે મારે મારી બાઇડી સાથે લડતાં જરા મોડું થયું એટલે એનું સત્યાનાશ જાય બધા બ્રાહ્મણો ભીખવા નિકળી પડયા હતા પણ બંદા કયાં

ભાગ છોડે એવાછે. ચાલ, બોલ ઝટપટ કહે તે કયાં છે?

**સુત્રધાર**—અલ્યા તું મુર્ખ છે કે શું ? અહીંઆં તો કમળા દુઃખદર્શક નામનો અત્યારે નાટક થવાનો છે તેને વાસ્તે ઇશ્વર સ્તુતિ કરી તેમાં "સજા કરી" એ શબ્દ આવ્યો હતો; તેં કહ્યું તેમાનું તો હું કાંઈ જાણતો નથી.

**વિદુષક**—(ફીકોપડીજઇ) હશે ત્યારે પણ ભાઇ તું કોણછે?

**સુત્રધાર**—તારે તેનું શું કામછે? જા તારે રસ્તે કયાંઈ ભીખવાનું જતુ રહેશે.

**વિદુષક**—નાટક જોવા એક કોરે ઉભો રહેવા દે નહીં ?

**સુત્રધાર**—અલ્યા તું મારા મારી વખતે કેમ કરેછે?

**વિદુષક**—ખંદા મુકી તો મારેજ કોણ પણ લડાઇની ગડબડ ચાલતી હોય એટલામાં બધા બ્રાહ્મણોને છેડેથી દક્ષણા છોડી લઈ ગણાનંત્વાયનમઃ પોબારા ગણી જવા.

**સુત્રધાર**—છટ છટ એ કામતો બાયલું.

**વિદુષક**—ત્યારે તું શું કામ કરેછે?

**સુત્રધાર**—"સુત્ર ધારનું."

**વિદુષક**—(વહેલો વહેલો ચો તરફ દોડી ઊંચા હાથો કરી) અરે! કોઈ સીપાઈ છે કે? કમાલખા? કરીમખાં? રહેમાનખાં? રહી મખાં? ભાઇઓ તમારામાંથી મને કોઈ તરવાર આપો તો લડાઈ કરી એકાદ બ્રાહ્મણનો જીવ લઈ પૈસા ખાઈ બેસું; વારૂ ભાઈ! તમને ધર્મ થશે.(ફરી હાંક મારેછે અને કોઇ જવાબ આપતું નથી તેથી માથે હાથ દઇ વચમાં બેસેછે.) અરે રામ! કોઇ હાંક આપતું નથી.

**સુત્રધાર**—અલ્યાભાઈ આશું બોલેછે?

**વિદુષક**—(ઉભોથઇને) કેમ એમ પુછેછે?

**સુત્રધાર**—આ બધે ચોતરફ દોડી સીપાઇઓને હાંક મારેછે અને તેની પાસે તરવાર માંગે છે અને વળી બ્રાહ્મણોના જીવ લેવાની વાત કરેછે. તું તે કેવો મુર્ખ ને કેવો દુષ્ટ!

**વિદુષક**—કેમ મુર્ખ શાનો? હમણાંજ તમે કહ્યું કે "સુત્રધારનું."

**સુત્રધાર**—તેમાં શું એતો તેં મને પુછ્યું કે તમે શાનુંકામ કરેછો? ત્યારે મેં કહ્યું કે "સુત્રધારનું."

**વિદુષક**—(ગાલપર ટપલીમારી પોતાનો કાન આમળી) અરે! ભુલ્યો ભાઈ તમને મેં એમ પુછ્યું અને મારા મનમાં "લડાઈમાં શું કરીએ તો બચ્યો પૈસો હાથ આવે" એવો સવાલ ઉઠ્યો એટલે તમે બોલ્યા કે "સુત્રધારનું."

**સુત્રધાર**—તેમાં શું સમજ્યો?

**વિદુષક**—"સુત્રધારનું." સુત્ર એટલે સુતર અને સુરત એટલે સહેલું અને ધાર એટલે તરવારની ધાર એકંદર તરવારની ધારવાળું સહેલું, મતલબ કે લડાઈમાં તરવાર ચલાવી હોય તો બચી દક્ષણા હાથ આવે; ભિક્ષાયુદ્ધ કાંઈ સહેલું નથી જેવું ધર્મયુદ્ધ તેવું બ્રહ્મયુદ્ધ, કેમ ત્યારે વ્યાકરણ શાસ્ત્ર પ્રમાણે હું ખરૂં સમજ્યોકેની? માફ કરજે મુરખાભાઈ.

**સુત્રધાર**—અલ્યા? તુમે બ્રાહ્મણભાઈ દક્ષણાની વાત આવે ત્યારે આટલા ભાનભુલા કેમ થઈ જાઓછો?

## દોહોરો.

**વિદુષક**—ભિક્ષાને ભોજન વિના, બ્રાહ્મણને સૌ લુણ;
કહે રંગલો જાતમમ, સુત્રધાર તું સુણ.

**સુત્રધાર**—લે જા કોઈ તારે હાથે "*અધેલી" મુકશે.

**વિદુષક**—કોણ "÷અઢેલી" મુકે! જોઈતો ખરો! મારૂં એક મુકીતો દાંત તોડી પાડું.

**સુત્રધાર**—તું મારૂં માડ કરેછે અને કદાચ કોઈ ઘરડા બ્રાહ્મણને મુકી વાગતાં વખતે મરી જશે તો તારૂં ઘરબાર જતું રહેશે, તારી આબરૂ જતી રહેશે, અને તારી દોલત જતી રહેશે, જરા ધીરો થા.

**વિદુષક**—(સુત્રધારને મોંડે હાથ દેછે.)

**સુત્રધાર**—કેમ મારે મોંડે હાથ દેછે અલ્યા?

**વિદુષક**—મને ચીંતા થઇ કે આમ જતી રહેશે, જતી રહેશે કરતાં, રખે તારી જીભ જતી રહે, માટે.

---

* આઠ આના. ÷ હરડેસી.

**સુત્રધાર**--(હશીને) અલ્યાભાઈ તું તો મશ્કરો જણાયછે તું મને કાંઇ મદદ કરશે? તારામાં કાંઇ ગુણ છે?

**વિદુષક**—હોવે એએ.

**સુત્રધાર**—શું ગુણ છે?

**વિદુષક**—હરેક સાથે જરા વાતમાં લડી પડવાનો અને હરેક વાતમાં હાસ્યરસ ઉમેરવાનો.

**સુત્રધાર**—ત્યારે તો અત્યારે આ પહેલા દેખાવમાં કલહરાજ અને તેની સ્ત્રી કુભારજા એ બન્નેની વાત ચીતમાં બનતો હાસ્યરસ મુકજે.

**વિદુષક**—ઠીકછે એ કામતો બંદાનુંજ (ખભા તથા જાંગ ઠોકી મુછપર હાથ ફેરવી કુદકા મારેછે.)

**સુત્રધાર**--(હસીને) લે હવે એતો જાણ્યું તારૂં એ જવાદે તને સોંપેલું કામ બરાબર કરજે હું જાઊંછું (જાયછે)

## અંક પેહેલો.

### પ્રવેશ પેહેલો.

સ્થળ કળહરાજનું ઘર.

**પાત્ર**—કલહરાજ—કુભારજા—અને વિદુષક.

**વિદુષક**—જેગોપાળ!જેગોપાળ!(સ્વગત)અને આવા પેટભરાઓનું ફુટેકપાળ.

**કુભારજા**—અરે આ મુઓ ચાં કયાંથી આવ્યો?

**વિદુષક**--કયાંથી તે શું સેહેલ મારતા મારતા આવી ચડયા.

**કુભારજા**--(કલહરાજને) કેમ તમે સાંભળોછોકે ?

**કલહરાજ**—(વિચારમાં ગુમ થઇ જઈ જવાબ આપતા નથી.)

**કુભારજા**—કેમ મકું બોલતા નથી, હવે આપણી કમળાને પરણાવવી જોઇએ માટે આપણા નાનુની સાથે કોઇ સાટું આપે અને ઉપર હજાર રૂપીઆ આપે એવું કોઇ સોધી કહાડી તેને ત્યાં આ પાણી કમળાના વિવાહ કરો.

**કલહરાજ**—હા; મેપાણુ એવોજ વિચાર કર્યોછે અને–( રહીજાયછે. )

**કુભારજા**——કેમ? અને કરીને રહીગયા, પછી શું?

**વિદુષક**——(સ્વગત.) મોંહોકણ એના બાપની.

**કલહરાજ**——સારું, સાટું ને હજાર રૂપીઆ આપનારો કોઈ મળતો નથી, જે તે એક આપવા કબુલ થાય છે.

**કુભારજા**——ત્યારે કેમ કરવું?

**વિદુષક**——મળેતો સહ કુટુંબ, નહીં તો એક્કેકો.

**કલહરાજ**—ઘણી તપાસ કરતાં એક ઘર બધીવાતે લાયક જડયું અને તેબંન્ની સરત પાળવા કબુલછે, છોકરો પણ લાયકછે, પણ (રહીજાયછે.)

**કુભારજા**—પણ શું?

**વિદુષક**—નાક જાયતે સારૂં, પણ નાક જાયતે ખોટું.

**કલહરાજ**—વાંધોમાત્ર એછેકે, અગાઉ તેની સાથે મારે તકરારથઈ હતી, ને ન્યાત જાતમાં આપણી બાબતમાં કાપતી કર્યા કરેછે; માટે એ દુશ્મનને ત્યાં હું મારી છોકરી કદાપિ નહીં આપું, ઘરબાર નો સુખીછે, તેથી શું થયું?

**કુભારજા**—ના, ત્યારે એવાત નહીં કરવી, રડયો કાલે ઉડી પરણ્યા પછીમેંહોણું મારે, તેને ખોટું લાગશે તો હરકતનથી, માટે એ વગરકોઇબીજોછે?

**વિદુષક**——બસ એતો નાપાસ હવે બીજો.

**કલહરાજ**—એક સાઠ વરસના ડોસા પેલા સબરાજ કરીનેછે, તે બંન્ની સરત પાળવા કબુલછે.

**કુભારજા**—હા,એ(સુબરાજ)બહુ ભલા માણસછે, માટે એની સાથેજ વિવાહ કરો. ઘર બાર પૈસો ટકો પાસે ઠીકછે, એ બધું કોનું છોકરીનુંજ કની ? જરા આંખે એબછે તેની કાંઇ ફિકર નહીં; ચાલો હવે જમવા ઉઠો, એવાતની ઉતાવળ રાખજો.

**વિદુષક**—જ્યારે, ઘર બાર અને પૈસો ટકો સૌ છોકરીનુંજછે; ત્યારે રંડાપો પણ કોનો? છોકરીનોજ કની? કાંણોછે તેની શી ફિકરછે?

---

## પ્રવેશ બીજો.

### સ્થળ નિર્ભયસેનનો શયન ગ્રહ.

**પાત્ર**—નિર્ભયસેન—અને વિદુષક તથા પ્રપંચી માણસની ટોળી.

**નિરભયસેન**—(એકલો બેઠો બેઠો કાંઈ વિચાર કરેછે.)

**વિદુષક**—(એકતરફથી પ્રવેશ કરી કેડોમાંથી વાંકો વળીને કહેછે.) વાહ.રે? બગધ્યાનં.

**નિરભયસેન**–(એક પત્ર પડેલો જોઇને )અલ્યા? આ બટક બોલા ?

**વિદુષક**—(સ્વગત) આધનજી ઢોલા. (નીરભયસેન તરફ કુદતાં કુદતાં) હુકમને તાબે.

**નિરભયસેન**—અલ્યા, બેહેકયોકે? લાવ પેલો કાગળ, કેવોછે જોઉ?

**વિદુષક**—(સ્વગત) કોણ બેહેકે છે તે આગળ જતાં જણાશે (કાગળ લેતાં સ્વગત) ધનજી ઢોલા કહ્યું તે સાંભળ્યુંકે શું. (આણી આપેછે.)લોજી.

**નિરભયસેન**—(વાંચેછે.)

## ગરબી.

વાંસલડી વેરણ થઈ લાગીરે બ્રીજની નારને- એરાગ.

જગમાં જીવ્યો જેણે જોયું બાળાનું સુખ બોઁણું;
ધનતે નરને લાલચને જે લેખે મનથી નાણું— ટેક;
બહુ જગ્ન કરે જન મેદનીમાં, ગણી દીએ કોટીધા ન સીમાં;
પણ એથી જમેબહુ ચોપડીમાં. જગમાં જીવ્યો-- ૧;
બહુ પાપીતે નરને જાણો, પશુ પરમાણે વેચે પ્રાણો;
દખતો નથી તે અંધોકાણો. જગમાં જીવ્યો-- ૨;
દીકરીના પૈસો જેભરીયો, બહુછે એ પાપતણો દરિઓ;
તેનર નિશ્ચે નરકે પડીઓ. જગમાં જીવ્યો— ૩;
લઇશાટું પાટુમારેછે, દીકરીને દુઃખમાં ઘાલેછે;
નિર્દયને તે નવસાલેછે. જગમાં જીવ્યો— ૪;
વર કાષ્ટ ગયા શમશાણમહી,* ખુશી થાયે પુત્રીને દઈ;
પાપી દીલેનવસાલે કંઈ. જગમાં જીવ્યો— ૫;
જે પાપ ઘણું નિર્દય કામે, કદી માફ કરે શીવ બ્રહ્માએ;
પાણએ કોઇથી નવથાએ. જગમાં જીવ્યો— ૬;
એમનહીં કહેવું કીશમત્ત કરે, જાણીજોઇને કુપપડે;
કેશવ કહેછે શું નશીબ કરે. જગમાં જીવ્યો— ૭;

**નિરભયસેન**—(સ્વગત.)હા;ખરી વાતછે દીકરીનું ભલુંઈચ્છી તેને

* માંહે.

સુખ મળે એવુંજે સાધનકરે, તેને જગમાં જીવ્યો સમજવો. બીજાં પાપો કદાપિ માફથાયછે, પણ દીકરીનું દઝ લીધું, તોતે પાપને માફી આપવાની ઇશ્વરની પણ શકિત નથી, એમ આ કાગળમાં લખ્યુંછે; એખરૂંજ હશે માટે આ મારા મનને મોટો ટેકોમળ્યો સમજવો; હવે મારે મારી બેહેનને સુખ મળે એવી જગ્યાએજ પરણાવવી. જાણે પરમેશ્વરેજ મને ચેતાવવા સારૂ કાગળ લખી અત્રે નાખ્યો હોય એવું થયું.

**વિદુષક**—ઊંહું; એવાતતો તમે જવા દોને, ડોસાડોસીએ કયારનું નિશ્ચેંકરી મુકયુંછે.

**નિરભયસેન**—અલ્યાસું ? તેણે શો ? નિશ્ચય કીધોછે ?

**સોરઠો.**

**વિદુષક**—લઇ રૂપિયાજ અઝાર; સામું સાટું સાંભળી;
ડોસો કરી વિચાર; મુડદાંને દે દીકરી;

(એટલામાં પોતાની ન્યાતના કેટલાક પ્રપંચી નરો આવી એક કોરે વાતકરેછે; તે નિર્ભયસેન બારીએ રહી છુપી રીતે સાંભળેછે.)

**પેહેલોમાણસ**—ભાઇઓ સાંભળોતો ! કલહરાજ પોતાની છોકરીનો વિવાહ સબરાજ સાથે કરેછે, એતો કાગડો દહીંતરૂં લઇજાય એમ થયું, માટે એ ઘાટ તુટે એમ કરવું જોઇએ, એમાં આપણને ફાયદોછે.

**વિદુષક**—(પ્રવેશકરીને.) મને તમારામાં સામેલ કરોતો એ ઘાટ હમણા તોડી આપું.

**બીજો**—હઝાર, રૂપીઆ, અને વળી સાટું ! એ બંને આપેછે; જુઓ, કેવો, મુર્ખ ઘરડે ઘડપણ પણવા નિકળ્યોછે; માટે એમ ન થાય એવો ઉપાય કરવો જોઇએ.

**પેહેલો**—યારો ? એનો કાંઇ ઘાટ ઉતારવો જોઇએ.

**વિદુષક**—કુંભાર પાસે જાઓની ? ચાકપર ઉતારી આપશે.

**પેહેલો**—એમાં આપણને ફાયદો એછે કે, કલહરાજે પ્રથમ દંભરાજને ત્યાં વિવાહ કરવાની વાત કહાડી, પણ એ બંનેમાં કાંઇ આગળ તકરાર પડી હતી, તે વાત યાદ આવવાથી કલહરાજે એવાત બંધ રાખી, સબરાજસાથે પરણાવવાનો નિશ્ચય કર્યોછે. તે ઉપરથી દંભરાજે આવી મને કહ્યુંકે એ છોકરીનો વિવાહ જો મારે ઘેર કરાવો, તો હું તમારી મંડળીને એક હજાર રૂપીઆ ખુશબકિતમાં આપું.

**વિદુષક**—ત્યારે ભાઇઓ? શું જુઓ હવે? મારોઉંધું જે મળે રૂપી આ; મને પુછોતો ડોસાનુંજ કાટલું કરી નાંખોની કે ઝટ કામ પેચ ગયુ.

**બીજો**—આપણે એના મોટા છોકરા નિર્ભયસેનને, સમજાવી, આપણા પક્ષમાં લઇએ, એટલે દાખલો બેસશે. માટે ચાલો હવે આપણે તેને શોધી કહાડીએ.

**વિદુષક**—પણ જોજો? પૈસાની લાલચથી કોઇના ખાસડાં ખાવાં પડે નહીં.

**નિરભયસેન**—(અત્યાર લગી જે બધી વાત સાંભળ્યા કરતો હતો તેસ્વગત.)અરે! રામ! આ મારીને મારાં મા બાપની શી ફજેતી! હમારા ઘરની પંચાત કરવાને આ મુર્ખો શું મુખત્યારછે પણ લાચાર! મારાં માબાપજ પૈસાના લોભી, શું, પૈસા સ્વર્ગે પહોંચાડશે? પણ હવે આ લુચ્ચાઓને ધમકાવી કહાડું તો ઠીક; એણે કેવો વિચાર કરી મને પોતાના પક્ષમાં લેવાનો નિશ્ચ-યકર્યોછે. (છતોપડીને) તમે પેટભરાઓએ જે વિચાર કર્યો તે મેં બધો સાંભ ળ્યો, પણ ખબરદાર કાંઈ ઘાલમેલ કરીતો, શું? તમે હમારા મુખત્યારછો? ચાદરાખો ચોરો, તમે તમારા કામમાં કદાપિ ફાવનાર નથી.

**વિદુષક**—લેઓરે ભાઇઓ?? હજાર રૂપીયા. કેમ સાહેબો? પોટલાં બાંધ્યાંકે?

**નિરભયસેન**—હું; મારી બેનને તમારી પેઠે પૈસા લઇને કે સાટું લઇને પરણાવવાનો નથી. પણ મને કાંઈ ન મળશે. તો કંકુને કન્યાં આપીશ. જાઓ, તમને હવે હું ઝાઝું કહેતો નથી, પણ આજપછી આવી નઠારી પંચાત મેળવશો તો કોઈ દીવસ બે ઈજ્જતવાન થઈજશો; તમારા જેવા લુચ્ચાઓનું હું મ્હોડું જોવા ઇચ્છતો નથી; માટે તમે અહીંથી કાળું કરો. (બધાઓ નીચું જોઈ માફી માંગી ચાલતા થાયછે.)

**વિદુષક**—સત્યના પુતળાં, માટે નિચું જોઈ ચાલ્યા કની. (જાયેછે.)

**નિરભયસેન**—ચાલો, હવે એ લુચ્ચાઓતો ફરી એવી પંચાત નહીં કરે; પણ જઇને મારાં માબાપને ઠપકો આપી એવી વાત ચલાવતાં બંધ પાડું. (જાયછે.) પડદો પડયો.



## પ્રવેશ ત્રીજો.

સ્થળ કલહરાજનું ઘર.

**પાત્ર**—કલહરાજ- કુભારજા- વિદુષક અને પાછળથી કુઢંગી વહુ--

**કલહરાજ**—હવેશું કરીએ? સબરાજસાથે વિવાહ કરવાની છો૰ રો ના કહેછે; ત્યારે આપણે આવો બીજો કયાંથી શોધી કહાડીએ?

**કુભારજા**—ના; તે મારેતો એ જગાએજ એની સાથે વિવાહ કરવોછે: એનાગમે તેમ વળ ઉતારીશ.

**વિદુષક**—હમણાંતો કદાપિ વળ ઉતારશો પણ પરિણામે તો એ વરનુંનામ ધુળજ.

**કલહરાજ**—પણ એમકરવાથી ઘરમાં જરૂર કજીઓ થવાનો.

**વિદુષક**—કજીઓ ન થાય ત્યારે લગ્ન સંધાયું કે નહીં તે કેમ જણાય?

**કુભારજા**—કાંઇ કજીઓ થતો નથી, હું કુઢંગી વહુસાથે એને સમજાવીશ.

**વિદુષક**—ઓ! આ તેજ આવ્યાંને. આવો વહુજી.

**વહુ**—(પ્રવેશકરીને.)સાસુજી, (ડસકાંભરતી.)તમારા દીકરાનો સ્વભાવ વળી ઓર દખું.

**કુભારજા**—કેમ? વળી તને શું કર્યું?

**વિદુષક**—શું હું વળી! લાકડી લઈ પુજા કરી હશે.

**વહુ**--અરે! ઓ! સાસુજી! મારોવાંસો ભાંગી નાખ્યોને કયાંએ બહાર જતા રહ્યાછે.

**કુભારજા**—અરે? શા કારણથી?

**વહુ**—અરે! જરા કારણથીજ; તેણે મને પુછયું કે મારો મા બાપની મરજી કમળાના વિવાહ શબરાજ ડોસાસાથે કરવાની છે. પણ મારી તેમ કરવાની ખુશી નથી. પણ તું કહે વારૂ, મારો વિચાર ખરો છે? કે ખોટો? ત્યારે મેં તમારો પક્ષ ખેંચી કહ્યું કે તમે જક મુકીધ્યો આવી જગો ફરી ફરીને મળવાની નથી.

**કુભારજા**—હા; તેં બરાબર કહ્યું, કહેતો ખરી, રડેછે શુંકરવા એકવાર કહીતો જા. પછી?

**વિદુષક**—પછી ધબોધબ.

**વહુ**—(વધારે રડીને) સાસુજી, મારા મોંમાથી એ શબ્દ નિકળેછે, એટલામાં તો મારાપર ધસારો કરીને કહ્યું કે રાંડ મુર્ખો, હું તને જ્યારે જ્યારે યોગ્ય સલાહ પુછું છું, ત્યારે તું આવોજ વિચાર આપતી હઇશ, તુંપણ મારાં મા બાપનો પક્ષ ખેંચી બોલેછે; લે ! રાંડ બોલ જે ફરી, એમ કહી મને લાત અને મુક્કી મારી હેઠે પાડી.

**વિદુષક**—જાની? તેણે તો તને હેઠે પાડી, પણ હું જો હોત તો તારો ચોટલો ઝાલીને ઘસડત.

**કુભારજા**—હાય! હાય! મુર્ખે કીધું શું ? કહેની બાઈ પછી?

**વહુ**—પછી અધુરામાં પુરી તેના હાથમાં એક લાકડી આવી ગઈ તેણે કરી આ મારા વાંસાપર મોટા સોળ ઉઠાડયા. (સોળ બતાવેછે.)

**વિદુષક**—હુંઅઅઅ, મેંતો પહેલાંથીજ કહ્યું હતું જે લાકડીએ પુજા કરી હશે, તે ખરૂં ઠર્યું. (વહેલો વહેલો સોળ જોવા દોડી જઇને) હુંઅંઅ એજ લાગની છે; હવે સલાહ આપજે.

**વહુ**—હવે સાસુજી, મારે તે શું કરવું, ઓ! મારાં મા બાપ! તમે મને આવા વરને દીધી, તેના કરતાં મારી શેંન નાંખી જે આટલું દુઃખ ન ભોગવત. (રડેછે)

## બીરહે બાર માશીનો રાગ.

એરે! માયાળુ મારી માડી, દા'ડી દુઃખના દરિઆરે. એરે. ટેક.
જનુની તેં જનમ મને જ્યારે આપ્યો, આપ્યું ન ઝેર તેં આણીરે;
આ! છુટતે આરે દુઃખડાંથી, નહીંતર કેમ ન બ્હાડીરે. . એરે! ૧
એરે! પીતાજી માહારા બ્હાલા, રહેતી તમોને હું લાડીરે;
સુખી હતી થઈ દુઃખી હવે હું, કે'વી કરમ ગતિ આડીરે. એરે. ૨
એરે! પીતાજી એરે! જનેતા, તમે થયાં સ્વર્ગ વાશીરે;
તે કરતાં કેમ પેહેલી ન થઈ હું, આ દુઃખ જોતે ન દા'ડીરે. એરે. ૩
ઇચ્છાવરને વરવાનો જે, ચાલ હતોજ અગાડીરે;
કેમ કરી બંધ બેઠા એ હિંદુ, ચાલ ચલાવી અનાડીરે. એરે. ૪
હરી હરીલે દુઃખડાં મારાં, પતિને અક્કલ દઈ સારીરે;
આ જગમાં ત્યારે જીવીને, પેહેરીશ સુખની સાડીરે. એરે. ૫

**કુભારજા**—લેખા, હવે રહીજા; રડીને શું કરવાની? હમારૂં કહ્યું નથી માનતો તેથી હમે પણ નાથ કહાડી મુંકી છે.

**વિદુષક**—(કુઢંગીને) રડીને બેશી કેમ રહી? હાય ! હાય! કરની? કે મઝા પડે. તને નહીં આવડે તો લે શીખવું, બોલ હાય! હાય! જરાવાતે, (કુટે તેમ હાથ કરીને) હાય! હાય! ઢીકી મારી, હાય! હાય! લાકડી મારી; હાય ! હાય ! હેઠી પાડી, ઉહુહુહુહુ–એમ કરની? ત્યારે નહીં મારે.

**કલહરાજ**—અલ્યા મુર્ખ ! તને દયા નથી આવતી કે આમ ચાળા પાડેછે.

**વિદુષક**—ના; દયા નહીં આવે ! ધનછે એના નામના પાડનારને; એનું નામ કુંઢગી છે, તે વાજબીજછે. પોતાના ધાણીના કહ્યામાં નહીં રહે તાં ઢંગ વગરનું કામ કરે, તે માર ખાયજતો. (ચાળા પાડી જતો રહેછે)

**કલહરાજ**—(કુભારજાને) જેમ બનવાનું હશે તેમ બનશે, પણ વિવાહની વાત હમણાં તો બંધ કરો; થોડા દીવસ પછી છોકરાને સમજાવી શું; માનશે તો તેમ, નહીં તો છાનામાના સૌ થશે.

**કુભારજા**—તો; ઠીક, વારૂં બંધ રાખો, પણ મારેતો અહીંઆજ પરાણાવવી છે હોં?

## પ્રવેશ ૪ થો.

સ્થળ—(કલહુરાજનું ઘર.)

**પાત્ર**—મદનકુમાર–અને બુદ્ધિકુમાર–કલહુરાજ–કુભારજા–બે ભીલ અને—વિદુષક.

**મદનકુમાર**—પ્રિયમિત્ર, પરોપકારને અર્થે જે કામ કરવા ધારૂ છઊં, તેમાં આપને હું સલાહ પુછું છઊં; તેજ પ્રમાણે એક સલાહ આજે પુછું તેમાં વિચાર કરી યોગ્ય કહેશો.

**બુદ્ધિકુમાર**—મિત્ર, તું પરોપકાર કરવામાં નિશ્ચયછે, તેમ મારી બુદ્ધિ પ્રમાણે હું તને સલાહ આપવામાં દ્રઢછું.

**મદનકુમાર**—સાંભળો ત્યારે, જે નિશાળમાં આપણે વિદ્યાભ્યાસ કરીએ છીએ, તેના બીજા ખંડમાં કન્યાઓને ભણવાનો જે ઓરડોછે, તેમાં પેલા કલહરાજની છોકરી કમળા પણ આવેછે, તે તેં જોઇ છે? તે વર

વરવાને યોગ્ય થવાથી તેના બાપે તેનો વિવાહ કર્યો, પણ એ લોભી બાપ ની કરેલી ગોઠવણ તેના મોટા છોકરા નિર્ભયસેનને અયોગ્ય લાગવાથી, તેણે તે ગોઠવણ ના મંજુર કરી છે.

**બુદ્ધિકુમાર**—ખરીવાત, નિર્ભયસેનના વિચાર તેની બેનને યોગ્ય સ્થાને સ્વધર્મે પરણાવવાનાછે; માટે તેના બાપની કરેલી ગોઠવણ અયોગ્ય હશે, માટે ના કહી હશે.

**મદનકુમાર**—તેટલા વાસ્તે, તેની ભુંડી માતાએ નિર્ભયસેનનું કાટલું કાઢવાનો વિચાર કર્યો છે. એવું મારા સાંભળવામાં આવ્યું છે.

**બુદ્ધિકુમાર**—પ્રીય મિત્ર, એવી વાતની તપાસ કરવી એ મારો મુખ્ય ધર્મછે, કારણ મારો બાપ આ દેશનો રાજાછે તેથી. પણ મિત્ર, માબાપના છોકરા પ્રતેના ભાવથી તું અજાણ્યો નથી, છેક આમતે હોય? ના, ખોટી વાત હશે.

**મદનકુમાર**—ખોટીછે, યા ખરીછે, તે જાણવા સારૂ મેં આ પ્રમાણે યુકિત શોધીછે; કે મારે એક ખુની ભીલનો પોશાક પહેરી તેના ઘરમાં જવું, ને રફતે રફતે મારો ખુન કરવાનો ધંધોછે, એમ તેઓને જણાવવું, જો તેમનો બુરો વિચાર હશે, તો માલમ પડશે.

**બુદ્ધિકુમાર**—ઠીક, મિત્ર, નિર્ભયસેનના યોગ્ય વિચારપર, અને તેના માબાપના લોભીપણા ઉપર વિચાર કરી, તને હું તેમ કરવાની સલાહ આપુંછું.

**મદનકુમાર**—ત્યારે મને તેવો પોશાક આણી આપો.

**બુદ્ધિકુમાર**—(પડદામાં જઇ આવી) લેઓ, આ પોશાક, પણ જોજો વિચાર કરી કામ લેજો, હું જાઉં છું.

**મદનકુમાર**—(તે પોશાક પહેરી કલહરાજના ઘરમાં દાખલ થાયછે ત્યાં તે ને તેની વહુ બેઠાં છે.)

**કુભારજા**—(કલહરાજને) હવે એનું કાટલું કરનાર મળી આવે તો એ સાલ જાય. (ભીલ તરફ જોઇને) અલ્યા, કોણછે?

**મદનકુમાર**—હું રજપાડી ભીલછું, મારા તામછીપણાના ગુણથી એક માણછનો મેં ખુન કીધેલું, તેથી મારા રાજાએ મને દેહપાર કીધેલોછે, માટે અત્રે કોઈ ચાકર રાખો તો રહું એમછે બાપજી.

**કુભારજા**—તું ખુનના કામ કરે છે?

**મદનકુમાર**—એતો હમારી ભીલની જાતનો ધંધો છે.

**કુભારજા**—અલ્યા; આમ આવ જો કોઇને વાત ન કરીશ, ચાકર રહીને શું કહાડવાનો? એક બે રૂપિઆ મહિનો મળશે. હું તને રૂપિઆ પચ્ચીશ આપું, મારા ઘરના ઓરડામાં એક માણસ (નિર્ભયશેન) સુતોછે તેને મારી નંખાશે?

**મદનકુમાર**—અરે! એક ચપટીમાં મારી લાણું, પણ રૂપીઆ છો આપો તો એ કામ કરૂં.

**કુભારજા**—જા ભાઈ, સો રૂપિઆ આપીશ, પણ અત્યારે માર. (રૂપીયા આપે છે)

**મદનકુમાર**— અરે? બળ્યા તમારા રૂપીઆ, અને બળ્યો તમારો અવતાર; અરે! મુર્ખાંઓ, શું રૂપીઆ સ્વર્ગે પહોંચાડશે. (અસલ પોતાનું રૂપ બતાવીને) હું, કોણ છું? તે ઓળખો?

**કલહરાજ**—અરે? રાંડ, નખોદ વાળ્યું. તેં એમને ઓળખ્યા નહીં? અરે? હું પણ ચેત્યો નહીં; એ તો મદનકુમાર. ભાઇસાહેબ, મેહેરબાની કરી આ વાત કોઇને કહેશો નહીં.

**મદનકુમાર**—વાત તો આખા ગામને કરીશ, અને આ પેહેલો તો પોલીસનેજ જાહેર કરવા ચાલ્યો. (જવા માંડે છે)

**કુભારજા**—(તેને અટકાવીને) ભાઈ, હવે તારે હાથે હમારી ઇજ્જત રાખવાની છે. અમને અમારા ખોટા વિચારનું ફળ મળી ચુકયું, એમ સમજી જતાં મુકો; અમે આ બુરો વિચાર માંડી વાળ્યો સમજજો.

**કલહરાજ**—ભાઈ, મદનકુમાર, તમે અમને અયોગ્ય ચાલતાં અટકાવ્યાં, એ અમારીપર મોટી મેહેરબાની કરી, માટે એહવીજ કૃપા કરી મન મોટું રાખો, કોઇને કહેશો નહીં, એજ હમારી માગણી.

**મદનકુમાર**—(સ્વગત) મારા ધારવા પ્રમાણે આ બન્નો જાણને, પોતાના અવિચારનો ખેદ થયો જાણાય છે. માટે ફરીને એ આવા વિચાર નહીંજ કરે, તેથી બીજાંઓમાં એને હલકાં પાડવાં નહીં; પણ જરા નિર્ભયશેનને જઇને ચેતાવી મુકું, અને આ રૂપીઆ આપી આવું. એનાથી તો પાછા મંગાવવાના નથી. (ચાસન) જુઓ ત્યારે, આટલી વખત

હું તમને માફ કરૂં છઊં, અયોગ્ય કૃત્ય કરનારને માફી હોય નહીં, પણ જાઓ, કોઇને નહીં કહું. પણ ઇશ્વરને ઓળખી કોઇ દીવસ પણ આ વાં કામ કરશો નહીં (જાય છે)

(ખરેખરા બે ભીલ પ્રવેશ કરે છે, તેને જોઈ કુભારજા પુછે છે.)

**કુભારજા**—અરે! કોણ છેરે? આમ આવો. (ભીલ પાસે આ વ્યા એટલે) તમે કોણ છો? ને શો ધંધો કરો છો?

**પેહેલો ભીલ**—બાઇછાબ, અમારો ધંધો ના પુછો. (એમકહીને કેટલાંક સોનાના દાગીના બતાવે છે) આ માલ વેચાતો રાખહો?

**કુભારજા**—અરે? તમે શો ધંધો કરો છો?

**બીજો ભીલ**—હું પુછીઆ કરે, આ ઘરેણાં ઉપરથી હમજતાં નથી, કે એની પાહે કીઆંથી આઇવાં?

**કલહરાજ**—હા; હું સમજ્યો, તમારો ધંધો વાટ મારવાનો, અ ને ખુન કરવાનો છે, કેમ? એજ કે નહીં?

**પેહેલો ભીલ**—બાઈ છાબ, કોઇને વાત ના કરહો, એજ અમા રો ધંધો છે. અમે જે માલ લાવહું, તે તને આપહું, તું અમુને પૈહા આપજે.

**કુભારજા**—(સ્વગત) આ તો ખરેખરા ખુની જાણાય છે, કેટલું બધું ઘરેણું?? આહાહા?? શું જીવના આઘા છે. એ તો મારૂં કામ જરૂર કરશે, (મોટેથી) પણ ભાઇઓ, મારૂં એક કામ નહીં કરો? મારા ઓરડામાં, એક માણસ (નિર્ભયશેન) સુતોછે, તેને મારી નાખો, તો રૂપી આ પચ્ચીશ આપું.

**બીજો ભીલ**—ના; બે વીહને દછ રૂપીઆ આપે, તો મારીને દાટી હૌવ આવીએ.

**કુભારજા**—જાઓ, તમે લેશો એટલા આપીશ, તમારા રૂપીઆ દુધ પીએ. પણ કામ કર્યા વિનાતે મંગાય કે?

**પહેલો ભીલ**--દખાડ તે મનખ, કામ કીધા પછી આપજે.

**કુભારજા**—આ, ઓરડામાં જાઓ. (એમકહી ધણી ધણીઆણી બહાર, જતાં રેહેછે; અને ભીલો ઓરડામાં પ્રવેશ કરેછે.)

**બીજોભીલ**--(નિર્ભયશેનના ગળાં ઊપર ઘા તાકીને) કેમભાઇ હીવલા? કરૂં કે ઘા? મને હક પડેછે કે, મારી પાહે મરાવો, તું કેથો વાત કરી દેહે.

**પહેલો ભીલ**—એમનઈ, પણ મને એમ હુજ્યું, કે આપણે આવાં કામ કરી કરીને, પરમેહરને છું ? જવાબ દેહું ?

**બીજો ભીલ**—હું કરીએ, પેટ લાગ્યું તે આવાં કામ કરવાં પડેછે જો પરમેહરને આપાણી પાંહે, એમ ના કરાવવું હોતે, તો ગરીબ હું કરવા કીધા ? (એમ કહી, નિર્ભયશેનના ગળાંમાં ઘા કર્યો; પણ ગળાંમાં ગળે બંધ હતો, તેના અટકાવથી ઘા છટકી ગયો, અને નિર્ભયશેન, ઉઠી બેઠો થયો એટલે બે માણસ દીઠાં.)

**નિરભયશેન**--અરે ?? આશો જુલમ ?? આકોણછે ? અરે ! મારી નાખ્યોરે !? (એમ બુમપાડી, પેલાઓ ઉપર દોડેછે. ભીલો, નાશી જાયછે, અને શું છે ? શું છે ? કરતો મદનકુમાર પ્રવેશ કરેછે, નિર્ભયશેન તંમર ખાઇ નીચે પડે છે.)

**મદનકુમાર**--(હકીગત જાણીને) અરે ? તે શાલાઓ ક્યાં નાઠા? ભાઇ નિર્ભયશેન, આ કૃત્ય તમારાં માબાપનું છે. હું તમને ચેતાવવા આવતો હતો, એટલામાં તો આ જુલમ થયો. તમારી મરજી હોયતો આ કામ મોટું કરૂં.

**નિરંભયશેન**—(ઝીણુશ્વરે) અરે ? પ્રભુ ! ભાઇ મદનકુમાર પેટ પાક્યું ત્યાં પાટો ક્યાં બાંધીએ. કાંઈ બોલશો નહીં, માબાપ માર્યાં જશે. હું તમારો મોટો પાડ માનીશ. તમે કાંઈ દવા લાવો. (લોહી નીકળવાથી શોશીત થઇ જાયછે. પોલીશ આવી પહોંચેછે મદનકુમાર જાય છે)

**ફોજદાર**—(પ્રવેશ કરીને) અરે ? જુલમનીવાત !! ક્યાં છે ? તમારાં માબાપ ? (કુભારજા અને કલહરાજ પ્રવેશ કરેછે.)

**કુભારજા**—હાય ! હાયરે ?? આ શો જુલમ ? ! (પાસે જઈ બેસેછે)

**કલહરાજ**—(લોહી નીકળતું જોઇને) અરે ? મારાં સર્વ સ્નેહીઓ એને ગળે પાટો બાંધોરે !!

**વિદુષક**—(પ્રવેશ કરીને) જુઓ, કતા, પોતેજને, બળ્યાં મોં; ખાલી, લોકને બતાવવાનું કલ્પાંત શું કરેછે.

**ફોજદાર**—એ કોણ હરામ ખોર આવ્યા હતા ? બોલો ? તમારો કોની ઉપર શકછે ? સીપાઇ, ઈસ્કુ (નિર્ભયશેનને) તુમ ઇસ્પીતાલમે જલદી લે જાઓ; મેં ઇધર તપાશ કર્તા હું (સીપાઈ નિર્ભયશેનને લઇ જાયછે)

**વિદુષક**—(સ્વગત) ચાલો, હજાર રૂપીઆ, અને સાટાં સારૂ, માણી સરખા છોકરાને મારી નંખાવવા માડયો, પણ તેમાં કાંઇ વળ્યું નહીં; હવે ઇસ્પીતાલમાંથી સારૂં થઇ ઘેર આવે એટલા વખતમાં, શબરાજ કાકાને પરણાવવાની, અને તેના પૈસા ખાવાની, આ મુર્ખાંઓને ઠીક તક મળી. અરે ! તમારૂં સત્યાનાશ જાય,

## પ્રવેશ ૫ મો.

સ્થળ કલહરાજનું ઘર.

**પાત્ર**—કલહરાજ–કુભારજા–અને વિદુષક–તથા પાછળથી શબરાજની જાન.

**કુભારજા**—ભીલે ઘા બરાબર નહીં કર્યો, તેથી એ મુઓ ઉગર્યો, નહીં તો જન્મનું કાશળ જાત.

**કલહરાજ**—અરે ! એ વાતનું હમણા કહાડીશ નહીં, સરકાર છુપી તપાસ કરેછે, અને કદાપિં બારણે ઉભા હશે, તો સાંભળશે.

**કુભારજા**—ચાલો હવે એ ઇસ્પીતાલમાં ગયોછે, એટલામાં આપણે છોકરીને પરણાવી વિદાય કરીએ. એટલે થયું. રૂપીઆ આવેતો કામ લાગે.

**વિદુષક**—(બ્રાહ્મણ રૂપે પ્રવેશ કરીને) જો એમજ મરજી હોય, તો આ જે લગ્નનો દીવસછે, વિવાહ તો તમે કરી આવ્યાછો, અને હું જઇને શબ રાજને કહું કે પરણવાની આશા રાખતા હો તો આજને આજ જાન લઈ ચાલો.

**કલહરાજ**—આપણા ગોરે બરાબર કહ્યું કેમ ? શીમરજીછે ?

**કુભારજા**—ઓહો ! ! જો આમજછે, તો માહારાજ જાઓ, જઇને કહો કે છાનાકામ તે એમજ થાય, ન્યાત વેહેવાર પછી કર્યા કરશું.

**વિદુષક**—આ, ચાલ્યો (એમકહી પડદામાં જઈ પાછો આવેછે)

**કુભારજા**—કેમ થયું ? જાન કયાંછે. ?

**વિદુષક**—બંદા, જાન લીધાવિના પાછા આવેકે ? (સ્વગત) જાન, આવેથી તો કઇ કેટલાના જાન શુકાશે (ચાશન) પાદરે જાન આવીછે, હમાણા ઢોલ વાગશે. (એટલામાં ઢોલ વાગેછે અને શબરાજને વરરાજા બનાવીને, બે ત્રણ સ્ત્રી, બે ચાર પુરૂષ પ્રવેશ કરેછે.)

**જાનવાળા**—બાજઠ લાવો ? બાજઠ.

**વિદુષક**—( માથે મુકીને બે બાજઠ લાવેછે ) સાળો, માહેરાં વાળો માળી હજુ શુધી આવ્યો નહીં, છાના વિવાહ જાણી ખચીત નાશી ગયો હશે, ( જાનવાળાને ) લો, આ બાજઠ, એક છઆવરને સારૂ, અને એક કન્યાને સારૂ. ( જાયછે )

**જાનવાળા**—( બ્રાહ્મણને સાદ પાડેછે અને વિદુષક પડદામાંથી જવાબ આપી પ્રવેશ કરેછે. ) ચાલો હવે માહારાજ લગ્ન સાંધો.

**વિદુષક**—(સ્વગત) આઅજુગતાં જોડાંનો સાંધો સંધાવવોજ મુશ્કેલછે. પછી તો શબરાજ કાકાનું ભવિષ્ય. ( ચાશન ) એક ધોતીયું લાવો, અને મારી સામા એક જણને હાથે પકડાવો. ( તેમ કર્યા પછી લગ્ન સાંધેછે)

## સાઠીના શ્લોકનો ઢાળ.

સાઠ વરસના ડોસામાતા, ચાલંતા અડવડીઆં ખાતા;
પરણાવે કન્યાનો પિતા, કુત્તિછે કન્યાની માતાઆઆ—સાવધાન,

બુઢો વર પરણે સાવધાન ?? કન્યા પધરાવીએ ? ? સાવધાન ?? કન્યાલાવો ?કન્યા.

**કલહરાજ**—કેહેવી હોય કન્યા ?

**સબરાજ**—( ચમકીઉઠીને ) અરે ! આમ કેમ બોલોછો ? પરણાવવી નહોતી, ત્યારે ઇર્જ્જત શું કરવા લીધી ?

**વિદુષક**—અરે ? હંઅંઅંઅં, પરણવા બેસનારથી બોલય નહીં, માટે તમે ચુપ રહો. કલહરાજ, ? તમે કન્યા કેમ નથી બેસાડતા ?

**કલહરાજ**—હજાર રૂપીઆ લાવો ? અને સાટાંના બંધો બસ્તમાં લખાણ કરી આપો, ત્યારે કન્યા આવશે; લાડવો ખાવાનો નથી.

**જાનવાળા**—ઓહો ! એજકે? લેઓ રૂપીઆ (રૂપીઆ આપેછે, અને સાટાંનું લખાણ કરી આપેછે, પછી કન્યા આવેછે, વિદુષક હસ્થ મેળવી લગ્ન સાંધેછે. )

**વિદુષક**—( આગલનોજ ઢાળ) કેહેવા ખુશીછે પાણવાના; એ વરરાજા આંખેફાણાં; તે ઉઠી કાલે મરવાના; કન્યાના ભાગ્ય ફળવાનાઆઆ—સાવધાન, કજોડું પરણે સાવધાન,

**જાનવાળા**—અલ્યા, બ્રાહ્મણ ? ફાટયો છેકે ? આશું બોલે છે?

**વિદુષક**—શાસ્ત્રમાં તમે શું સમજો ? એતો શુભના બોલ, વેદવાણી જાણવી.

**જાનવાળા**—મુર્ખ, બનાવટ કરેછે ? ( તેને મારવા જાયછે )

**વિદુષક**—લો ભાઈ, તમારી નજરમાં અવળું આવ્યું, તો હવે સવળું બોલું. ઢોલીઓ? આ હવે છેલ્લો ફેરો છે, માટે તૈયાર રેહેજો? ( સાંધેછે)

(પ્રથમનો ઢાળ.) પરણાવે સારૂં જોઈ ઘરના, મ્હોં બળજો કરનારા નરનાં; તેડાં વરરાજાને જમના, કાષ્ટ પોંચ્યાં છે જીઆવરનાઆઆ—સાવધાન (એમ કહી તાળીઓ પાડી, અંતરપટ ખેંચી લઇ નાશી જાયછે. અને કેટલાક બ્રાહ્મણો પ્રવેશ કરેછે)

**બ્રાહ્મણો**—હરા !! હરા !! મહા દએએએવ. યજમાન રાજા બ્રાહ્મણને ભુરશી (દક્ષાણા) આપો મહારાજ.

**વિદુષક**—(પ્રવેશકરેછે) હમને ભુરકી (ભોળવી) નાખતાં નહીં આવડે. મદારી (બાજીગર) લોક ભુરકી નાખશે, જાઓ.

(બ્રાહ્મણો દક્ષણા લઈ, જાયછે; અને જાંદરણીઓ ગીત ગાયછે)

## ગીત.

જીઆવર, હર્ષથી પરણીને ઉઠયારે; જઈ કરી, પોતાના પિતાને ભેટયારે. જર કશી જામો, ઝળકતા તારેરે; જીઆવરની, માડીને હરખ અપારરે; ઝડપી ઝીતી, લીધું રતન તાણીરે. કન્યાની, લાગે અંમૃત વાણીરે;

**વિદુષક**—લેઓ હવે, ગીતજ ગાયા કરશોકે? આવો હવે તમને પહેરામણી પેહેરાવીએ.

(ત્યાર પછી વેહેવાઈ, વેહેવાણને વિદાય ગીરીનીરીત કરેછે, તેમાં પેહેરામણીમાં ઘણી નજીવી તકરાર થાયછે અને રોષમાં જાન વદા થાયછે.)

**કુભારજા**—કેમ? હવે કાંઈ ચિંતાછે? સર્વ ધાર્યું થયું કે નહીં?

**કલહરાજ**—હા; બધું થયું, અને રૂપીઆ પણ ઠીક મળ્યા, પણ મને ધાસ્તી રેહેછે કે પેલો મુર્ખ છોકરો આવીને, કોણ જાણે શું કરશે.

**કુભારજા**—અરે? કાંઇ ચિંતા નહીં, ડરોછો શું કરવા? ચાલો, જમવા ઉઠો.

[બંન્નો જાય છે]

## ગીતિ.

**વિદુષક**—માત પિતાજો નિર્દય, જીવે પણ માત્ર તે જોવાના;
અજા ગળે જે સ્થનછે, જોવાના, ગુણ વિષે તે રોવાના. (જાયછે)

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—(કલહરાજનું ઘર.)

**પાત્ર**—નિર્ભયશેન—અને પાછળથી--કલહરાજ--કુભારજા--વિદુષક અનેશાબરાજ.

**નિરભયસેન**—(પોતાના શરીર તરફ જોઇને.) હા; હુવે હું સારી પેઠ હોશિઆર થયો. અરે! મદનકુમારે મારે સારૂ કેટલી મેહેનત કરી!

એનો પાઠ મારાથી કેમ ભુલાય! અરે! કમનશીબ નિર્ભયશેન!! તારૂં એ નામજ શાનું? નિર્ભય (ભયવિનાનો) નહીં, પણ ભયશેન તારૂં નામ જોઈતું હતું. ખરીવાત, મારાં માબાપજ મારાં વેરી થયાં તો પછી બીજાનો શો દોશ. અરે! મારાથી માબાપપર બુરા વિચાર કેમ બંધાય? તેમને દુઃખ કેમ દેવાય? સપુતનું એ લક્ષણછે કે માત પિતાની સામુ નહીં બોલવું. પણ એમ નહીં, આ પ્રમાણે જુલમ ગુજારે, તો યોગ્ય કહેવું એ રીતછે. [તેના માબાપ પ્રવેશ કરેછે)

**નિરભયશેન**—હું તમારા લોભ આગળ લજવાઈ જાઊં છું, તમે મારી બેહેનને, દ્રવ્યની આશાએ અયોગ્ય સ્થાને પરણાવી; તેમાં તમે કાંઈ વિચાર કર્યો નહીં. અરે! ઓ! હીણભાગ્ય કમળીના વેરીઓ? ચાલો ખશો, મારા મોં આગળથી.

**કલહરાજ**—ચાલ! બહુ ના બોલ લુચ્ચા!!

**નિરભયશેન**—બાપા, મારે બોલવાનું, તમે કાંઈજ બાકી રાખ્યું નથી; એટલે વ્યર્થ બોલવું શા ખપનું. પણ તમે કાંઈજ વિચાર કર્યો નહીં?

**કુભારજા**—વિચાર બધોય કર્યો છે. તારે સારૂ બાકી નથી રાખ્યો. ડાહેલા!

**નિરભયશેન**—અરે! તમે આમ દીકરીના પૈસા ખાઈ, ઇશ્વિરને શું જવાબ દેશો?!! જુઓ, તમારા મોં ઉપર શ્યામતા વળી ગઈ છે. અધર્મનું અન્ન તેજ આપતું નથી. અરે! પોતાની પ્રાણ સરસી દીકરી ને પશુની માફક વેચી!! એના પૈસાથી તમે જીંદગી કાઢવા માગતા હશો; પણ બે દીવસ પછી ચપટી ધુળ પણ તમારા મોં ઉપર કોઇ નાં-ખશે નહીં. અધર્મના પૈસા કદાપિ પણ પાસે રેહેનાર નથી.

**કુભારજા**—ચાલ રડયા, મોટો ધર્મી, મુઓ આજકાલનો હમને શીખામણ દેવાવાળો?

**નિરભયશેન**—હું નથી બોલતો, તે ઉપરથી તમારે એમ ન સમજવું, કે મારૂં કાંઇ ઉપજતું નથી; પણ ખબરદાર! જો! મારી બે-નને સાસરે મોકલી તો. મારી નજરમાં આવશે, ત્યારે પુરતો બંધોબસ્ત કરી, હું મોકલીશ.

**વિદુષક**—અરે! જમાઇજી આવ્યા? જમાઇજી? (એમ બોલતો પ્રવેશ કરે છે.) જુઓ, પેલા રહ્યાં. (શબરાજને) આવો? આવો? )શબ-રાજ પ્રવેશ કરે છે.)

**નિરભયશેન**—કેમ! શબરાજ કેમ આવ્યા?

**શબરાજ**—તમારી બેહેનને આણું કરવા.

**નિરભયશેન**—શબરાજ, મારી બેનને હાલ હું મોકલી શકતો નથી, તમને પૈસા મળ્યા તો શું, તેનો આવો ગેરઉપયોગ કરી, સ્વાર્થી આંધળાઓ, પોતે ચોર બનો છો? અને બીજાને બનાવો છો?

**વિદુષક**—શબરાજ, તમે સીધે સીધા ઘેર જાઓ, નહીં તો ઘરડે ઘડપણ હાડકાની ખરાબી કરશો. બળતાં માંહે ઘી હોમવા તમે ઠીક વેળાએ આવી ચઢયા છો.

**શબરાજ**—(નિર્ભયશેનને.) કેમરે? તું હમારાં માણસને મોકલતો નથી, અને ઉલટું આમ નાગું બોલે છે?

**નિરભયશેન**—એમ છે! ત્યારે વિવેક મુકી વાત કરૂં છઊં, કે લે, લેતોજા. (તેને મારેછે.)

**વિદુષક**—વાહવા!! પેહેલાં આણાંની પેહેરામણી તો ઠીક મળે છે.

**શબરાજ**—(બિચારો ઘરડું માણસ, જુવાનના બે ચાર સપાટા પડ્યા; કે બેભાન થઇ નિચે પડ્યો. થોડીવારે ભાનમાં આવીને) ઓ! મારી નાંખ્યોરે! (ઉભો થઇને) મોકલતો હોય તો મોકલ, નહીં તો હમણા જઇને ફરીઆદ કરૂં છઉં. કાયદાની રૂએ, મારે કબજે લેતાં વાર નથી.

**વિદુષક**—કેમ! શબરાજજી, અત્યાર લગી શું રહ્યા હતા?

**શબરાજ**—ઘભરા નહીં, દીવાનીસાંજ ઘસડાવું છઊં.

**નિરભયશેન**—કેમ, હજી જોવું છે? (શબરાજ ઉપર ધસે છે એટલે તે જીવ લઇને નાશી જાય છે) (પડદો પડ્યો).

---

## પ્રવેશ ૭ મો.

સ્થળ—(શબરાજનુ ઘર.)

**પાત્ર**—શબરાજ-- બાળકશેન-- વિજકોર-- તથા વિદુષક.

**શબરાજ**—ભાઇ, બાળકશેન, નિર્ભયશેને, એ પ્રમાણે મારૂં અપમાન કર્યું. તેથી મારે દીવાની કરવી પડીછે. વકીલને ફી ભરી આવ્યો, અને અરજી અપાવીછે હવે એકાદ દીવશમાં ઠરાવ આવી રહયો છે.

**બાળકશેન**—ઠીક કર્યું કાકા, મુર્ખ સાથે પાનાં પડયાંછે, એટલે શું કરીએ? એની શુધ્ધી ઠેકાણે આણવાનો, એથી બીજો કશો ઉપાય ન હતો.

**શબરાજ**—ભાઇ, આજે મારૂં શરીર કળતર કરેછે, અને પેટમાં અસુખ થાયછે, તારી સાથે વાત કરૂં છઊં પણ મારૂં મગજ ગુમ મારી જાયછે; અને આંખે તમ્મર આવી જાયછે; કાંઇ વાયુ થયા જેવું જણાયછે.

**બાળકશોન**—કાકા, પેલા ધીરજરામ વૈદને તેડી લાવું ?

**શબરાજ**—ઓરે !! આ કાંઈ ગોળા જેવું ચઢીઆવ્યુરે ! અરે ! મારો કંઠ હમણા બંધ થઇ જશેરે ! ભાઇ, ઊઠ, ઊઊઊઠ. (હેઠેપડેછે)

**બાળકશોન**—કાકા, ઓ ! કાકા ? હાયહાય ! કોઇ દાડોરે ! આ ઘ ડીવારમાં શો જુલમ !!

**વિજકોર**—(પ્રવેશકરીને) અરે ! શું છે ? બાળકશોન, શું છે ?

**બાળકશોન**—અરે ! વિજકોરકાકી, દાડોરે ! આ વાતકરતાં કરતાં, મારા કાકાને કાંઇ થઇ આવ્યુંરે !! અને લાકડાં જેવા થઈ ગયારે ! હાય ! હાય ! હું શું કરૂં ?

**વિજકોર**—ભાઇ, કાકાને પુછીજો તે હા કહે તોપાણ, અને ના કહે તોપાણ વહુને છેલ્લું તેડું કરવા મોકલ. જુવાળ ભરાતાં જાયછે. (શબરાજની પાસે બેસેછે.) આઘુ નથી, તેથી હમણા આવી પહોંચશે. માટે તેડું કર વા મોકલ.

**વિદુષક**—(પ્રવેશ કરીને) તેડું તો ક્યારનું થઈ રહ્યું જણાયછે; જમ રાજા લાકડી લઈને બારણે ઉભા હશે.

**વિજકોર**—કાકાજી ? ઓ ! કાકાજી ? કેમછે ?

**વિદુષક**—કેમ છે શું ? ઘડી ગણાય છે; જે વખત જાય છે તેનવાઇનો.

**શબરાજ**—(આંખ તરડાયછે, અને મોડે ફીણના ફુવા આવે છે)

**બાળકશોન**—અરે ! લેઓરે !! ઓ ! આ શું જુઓ છો ? ઓ! મારા કાકા !! હાય હાય ! જે દીવસથી મારા પિતા મરણ પામ્યા; તે દીવ સથી મને દીકરાની માફક પાળ્યોરે ! ઓ ! મારા કાકા ! તમે મને કશી પણ સોંપાણ નહીં કરીરે કાકા ! (શબરાજને ઉંચકવા માંડે છે.)

**વિજકોર**—લેઓ ! ભાઈ લેઓ !. રડે શું થવાનું, એ તો સર્વ ઉં ધું વળી ચાલ્યું. અરે ! પ્રભુ તારી શી કૃતિ (ઉંચકે છે.)

**વિદુષક**—શાણે ઉંધું વળી ચાલ્યું, જે થાય તે સારાંને માટે પ્રભુ સર્વ સારા વાના કરશે. (શબરાજને ઊંચકતાં બોલેછે.)

(પડદો પડયો.)

## અંક પેહેલો સમાપ્ત.

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—દેવાલય.

**પાત્ર**—ગામની બે સ્ત્રીઓ-અને વિદુષક-તથા નિર્ભયશેન.

**પેહેલી સ્ત્રી**—કેમ? બેહેન દર્શણ થયાં?

**બીજી સ્ત્રી**—ના, જરા વાર છે; માટે જરા આવ અહીંઆં બેસીએ. (બેસે છે)

**પેહેલી સ્ત્રી**—અલી, પેલી કુભારજાની છોકરી કમળા રંડાઈ.

**બીજી સ્ત્રી**—એ રત્ન પરાણવાને, જે પુરૂષો તત્પર થઈ રહ્યા હતા; તે હવે પોતાનું કાવતરૂં કરી, મેળવી લેવાનો પ્રયત્ન કરશે.

**પેહેલી સ્ત્રી**—ખરી વાત, પણ બેહેન, કમળા તેવીજ છે તે, અલી બેહેન, રૂપ, ગુણ, અને ભલમનસાઈની ભરેલી સ્ત્રી કોને ના ગમે?

**બીજી સ્ત્રી**—ઘરડા શબરાજનો, અને એ બાળયોવનાનો મેળાપ અઘટીત હતો. મુર્ખ માબાપે પૈસા અને સારૂં જોયું, પણ દીકરીનું સુખ જોયું નહતું. પણ કાંઈ નહીં હવે સર્વ સારા વાના થશે.

**વિદુષક**—લે,લે હવે છાની રહે, શબરાજ મુઆ તો તને દુધપાક પુરી જમવાના મળશે.

**બીજી સ્ત્રી**—બળ્યાં એ દુધપાક પુરી.

**પેહેલી સ્ત્રી**—બેહેન, બળ્યા તો નહોતાં, પણ છોકરીના સામું જોઇ, લોહીના કોળીઆ કેમ ઉતરે?

**વિદુષક**—હું તો કુદી કુદીને ખાવાનો જો!!

**પેહેલી સ્ત્રી**—બાજા રડ્યા, મનમાં કાંઈ દાઝ.

**વિદુષક**—દાઝું છું તો એમ, કે દહાડો આવે તે દીવસ રખેને મારે કયાંઈ ગામ જવું પડે. અને હું તો આજથીજ અપવાશ કરૂં છઊં.

**બીજી સ્ત્રી**—મેર, મુઆ પેટભરા. ચાલો બેહેન આપણે દીલગીરી કરતાં કયાં બોલવાનું.

**પેહેલી સ્ત્રી**—કમળાની ઉમ્મર આજે પંદર વર્ષની થઇ છે; પણ કેવી ગંભીરતાથી, પોતાના સુખના દીવસની રાહ જોતી નશીબને તાબે થઈ બેઠી છે. એણે સંસાર સુખ દીઠું નથી, પણ ઘણું સમજે છે.

**બીજી સ્ત્રી**—લો બેહેન, આપણને મોડું થશે; દર્શણ થયાં; ચાલો. (જાય છે.)

**નિરભયશેન**—(એક તરફથી પ્રવેશ કરીને સ્ત્રીઓની વાત સાંભળતો હતો તે.) આ સ્ત્રીઓએ ખરી વાત કહી, હવે બેહેન પાપીના પંઝામાંથી છુટી; એટલે યોગ્ય ભરથારને પામવાને, એક અંકુર ફુટયા જેવું થયું. આહા! મને મુર્ખ માણસોના સંબંધથી બહુ શોષવું પડયું. ઘરબાર, પૈસે ટકે, હું કેવો સુખી છઊં. મારા મિત્રમંડળથી હું કેવો નિરાંત છઊં. પણ એ સુખ શાંત્તિ કયારે પ્રમાણી લેવી કે;

## દાહરો.

**બીસર આઈ કંગના, નદીઆંનાને ગઈ બીસર. એ રાગ.**

લેઉં હું પ્રમાણી, લેઉં હું પ્રમાણી; ત્યારે સુખ શાંત્તિ. લેઉં. ટેક.
કન્યાને દ્રવ્ય પારકું સંચ્યું; દેવું જરૂર ધાણી જાણી. ત્યારે. ૧.
યોગ્ય સ્થળે પરણાવું પ્રીતે; પ્રભુ, મુજ ભગિની સ્યાણી. ત્યારે. ૨.

હે!! સર્વજ્ઞ પ્રભુ? તું મદદ કરજે? (જાય છે)

(પડદો પડયો.)

---

## પ્રવેસ ૨ જો.

### સ્થળ—રાજબાગ.

**પાત્ર**—કમળા—અને પાછળથી તેની સખી કૃષ્ણા.

**કમળા**—(લતા મંડપમાં કોચ ઉપર સુતી છે). અરે! પ્રભુ, તેં મારૂં નામ કમળા કયાંથી ઠેરવ્યું? ધિક્ક માહારૂં નશીબ (રડે છે)

### કૃષ્ણજીવનના મહિનાનો રાગ.

શુંરે જીવ્યુંરે સંસારનું, પતિ વોહોણી હું નાર;
મુજ સરખી સૌ સાહેલડી; બાંધે પીયુ સંઘ પ્યાર. શુંરે ॥ ૧ ॥
વ્હાલાની કંઠે વળગી કરી, પીધો ઘુટડે ન પ્રેમ,
તિમિર ખુણે જઈ બેસવું; અરે મન માને કેમ? શુંરે. ॥ ૨ ॥
પીયુને મળે જઈ પ્રેમદા, છાતી ઉમરે ઉલાય,
પણ હું અભાગણી ટળવળું; કોણ વ્હારે રે ધાય. શુંરે. ॥ ૩ ॥
કુશુમાયુધ મારી રહ્યો, માહા વર્જીર ધાર,
સહન થતો નથી મુજથી; દુષ્ટ મદનનો માર. શુંરે. ॥ ૪ ॥
ધમક ઠમક ચાલ ચાલતાં, આવે વ્હાલાની યાદ,
કોણ * મેળાવે મારો પતિ; કોણ સુણે મારી દાદ. શુંરે. ॥ ૫ ॥

**કૃષ્ણા**—(પ્રવેશ કરીને) અરે! સખી કમળા, આજે તું આ શું બોલે છે. હદ બહાર કેમ ચાલે છે?

**કમળા**—કોણ? મારી સખી કૃષ્ણા કે?

**કૃષ્ણા**—હા; સખી હુંજ. કેમ મુખ કમળ આજે ઉતરેલું જણાય છે?

**કમળા**—સખી, યુવાવસ્થાના મદોન્મત હાથીની મારે સ્વારી થઇ છે, એટલે તે મનમાનતી જગ્યાએ ખેંચી જવાને હવે પ્રયત્ન કરે છે. આ બાગના સુવાસીત પવનથી હવે મને સાંત્તિ વળતો નથી, પણ ઉલટી વ્યથા વધી પડે છે. નાના પ્રકારના અત્તર, અરગજા અંતરની દાહ હોલવવાને બદલે, ઉલટા આગ લગાડે છે. કારણ ખીલેલાં પુસ્પને, તેનો યોગ્ય ઉપભોગ કરનારો ન મળતાં, પવને કરી બીજાં ઝાડની ડાળોનો ઝપાટો લાગી, તે પુસ્પ નિચ કાદવને શરણ થાય છે. શરણ તો થાય છે, પણ તે શું, અંતઃકરણપૂર્વક?

**કૃષ્ણા**—સખી કમળા, આજ તને આટલે દરજ્જે વધેલી જાણી, મારા જીવને દુઃખ થયું. ઈલાજ નથી ત્યાં શું કરીએ?

**કમળા**—પ્રીય સખી, માબાપે તો મારૂં કાંઇજ સુખ વિચાર્યું

* મેળવે.

નહોતું; પણ પ્રભુએ મારી અરજ સાંભળી. માના કરતાં માજણ્યો વધ્યો; એની હીમ્મતથી હું જરા સાંત છું, નહીં તો આ દાવાનળ કોણ જાણે શું વિનાશ કરતે.

**કૃષ્ણા**—પણ સખી, “મદોન્મત્ત હાથી મનમાનતી જગ્યાએ, ખેંચી જવાને પ્રયત્ન કરે છે.” એમ તેં કહ્યું, તે શું? મને સમજાયું નહીં.

**કમળા**—પ્રીય સખી, તારાથી મારે શી ચોરી છે, નિશાળમાં વિદ્યાભ્યાસ કરતાં મદનકુમારના પ્યારમાં લૂબ્ધ થઈ, મારા મનથી હું તેને વરી ચુકી છું. તે મારા મનનું મન છે, તે મારા જીવનું જીવન છે; સખી, તે આ, રસીલા સંસારનો મારો રસીલો છે. માબાપે બીજી જગ્યાએ પરણાવી, પણ પરણી તે વખત પરણવું તે શું? તેજ હું સમજતી નહોતી; જ્યારથી સમંજણમાં આવી, ત્યારથી તો મારો એજ ભરથાર છે. તન અને મન એ બેએ કરી, હું તેને તાબે છું. સખી, તું મુગી કેમ થઇ બેઠી? બોલતી કેમ નથી? મારો સંબંધ મેં યોગ્ય સ્થળે બાંધ્યો છે; કાંઇ અઘટીત કર્યું નથી.

**કૃષ્ણા**—સહેજ ગુણ તપાસી, તેના પુરા ગુણ જાણ્યા શીવાય, જે વસ્તુપર મોહ પામવો એ મુર્ખાઇ છે. પીછાન્યા વગર મન મેળવવું દુરસ્ત નથી.

**કમળા**—સખી, મનોમન સાક્ષી છે. યાચક દક્ષ જોઇને યાચના કરે, તો તેની મનકામના પૂર્ણ થાય.

**કૃષ્ણા**—વખતે નિસ્ફળ પણ જાય.

**કમળા**—તું, એમ બોલ નહીં, અરેરે! સખી, તે કાંઇ ઉજળો ઠગ નથી; સકળ ગુણ સંપન્ન છે. સાંભળ—

## લાવણી.

**ગુલ ચીમનમાં બીછુ છુપા બડા ઝેરી હે.** એ રાગ.

સખી વિદ્વાનોમાં વિર, અક્કલનો ધીર, રૂપનો રૂડો;
છે સકળગુણ સંપન્ન, જેમ મધપુડો. સખી. ॥ ટેક.
તે ચપળ નેત્રનો ચોર, હૈયાનો મોર, ભાગીઓ દુઃખનો;
પરણું જો તેની સાથ, દીવસ જોઊં સુખનો.

વળી વિનય વિષે ભરપુર, ક્રોધથી દુર, હૈયાનો હીરો;
છે ક્ષમાવંત સર્જન, નાણુદીનો વિરો.

**ઝુલ.**

સખી વિધીએ તેને ફુરસદ વેળા ઘડિઓ;
સખી હું ભાએગ ધાણીઆણી મુને તે જડિઓ;
જે મારી પ્રેમનો માર નેનમાં નડિઓ;
છે ધનાઢ્ય કેરો સુત સુનેથી મડિઓ;
સખી નિરખી, પરખીને લીધો, દેહ મુજ દીધો, કંથ નથી કુડો;
છે સકળ ગુણ સંપન્ન જેમ મધપુડો. ૧.

ઓ પ્રાણ તણા આધાર, લગાવી પ્યાર, રહ્યા શું આધે;
કાંઇ મળવાને કારણે તું સાધન સાધે.
તું આવ માહારી પાસ, ધરી ઉલ્લાસ, ગાઇ રીઝાવું;
તુજ પગચંપીઓ કરી, સુખ ઉપજાવું.

**ઝુલ.**

ધર અરજ સાસુના સુત, નેનના તારા;
બાંધીને પુરી પ્રીત, રહ્યા શું ન્યારા;
આ કોણ કહે આવીને દુઃખના ભારા;
પ્યારા તારી સોબતથી થશે સુધારા;
જા સખી એમ જઈ કહે, દરદ દીલ લહે, સ્યામ નથી ભુંડો;
છે સકળ ગુણ સંપન્ન જેમ મધપુડો. ૨

**કૃષ્ણા**—આ પ્રમાણે તું તો તેને વશ થઇ ચુકી; પણ તેં તેની કાંઈ ચિકિત્સા કરી છે? તારા પ્રેમ પ્રમાણે તેનો પ્રેમ છે? ભુલી તો ગયો નથી?

**કમળા**—ત્યારે તે શું? દગો કરે? ના, કાંઈજ નહીં.

**ગજલ.**

**અરે જેણે પ્યારી, કહી બાંધી પ્રીત; છુટે ન છુટાઈ ખચીત ખચીત.**

રાખી સ્યાણી, પ્રીતમ મારો; મેળવ જે છે પ્રાણથી પ્યારો.
અરે વીરહે, તે હશે બળતો; જુદાઇની જાગ વિષે જળતો.

ખરે મન મારૂં દીએ છે સાખ; બળીને બની છું ઘણી હું ખાખ.
અરે વ્હાલી વ્હેલી વ્હેલી જા; તારી સખી માટે ઉતાવળી થા.
પ્રીતિ તરવારનો જે ઘા; પ્રીતમદવા પાઈ રૂઝવ ઘા.

**કૃષ્ણા**—આ બધું તું ખરૂં બોલે છે? કે મનનો ઉભરો બોલાવે છે?

**કમળા**—સખી, તારી નજરમાં આવે તેમ કહે, પણ હું બધું ખરૂંજ કહું છું.

**કૃષ્ણા**—વારૂ. ત્યારે, પણ જોજે વિચાર કરીને કામ કરજે? મારે ઘેર જવાનો સમય થયો; માટે હું જાઊં છું. (જાય છે.)

**કમળા**—જા, સખી, મને સુખી થવાના વિચાર શોધી લાવજે. (એખલી) મને કેવી ચોળીલી કરી દીધી છે! મારી સખીના કહેવા પ્રમાણે ભુલી તો નહીં ગયો હોય? કોણ જાણે નર ભ્રમર છે. પણ, એમ દગો કરે નહીં; હે! પ્રભુ એજ વર આપજે.

(પડદો પડ્યો.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—મદનકુમારનો શયન ગ્રહ.

**પાત્ર**—મદનકુમાર–અને પાછળથી બુદ્ધિકુમાર.

**મદનકુમાર**—(પલંગમાંથી ચોંકીને)

### ગિતિ.

તનનો વ્યાધી મટાડે, વસુધા માંહે એવા વૈદ મળે;
મદન વ્યાધી મનનો તો, ટળે ખરે જો અનુભવિ વૈદ મળે.

અહો! પ્રભુ આ સ્રષ્ટીમાં તેં મારા જેવો, હીણ ભાગ્યવાન કોઈને ઘડયો ના હોય! કમળાના યોગથી હું કેવો બની ગયો છું, તે અંતરનું દુઃખ કોણ જાણે. પ્રીયા, કમળા, બસ હવે હદ થઈ ગઈ, મને તેં હૃદય શુન્ય કરી નાંખ્યો. હવે તું કાંઈપણ ગોઠવણ કર.

**બુદ્ધિકુમાર**—(પ્રવેશ કરીને ને સ્વગત) આજે મદનકુમારની સ્થિતિ હું જુદાજ પ્રકારની જોઊં છું, એની આકૃતિ ઉપરથી અનુમાન

કરતાં જણાય છે, કે એને કોઇ એના પ્રીયજનનું સ્મરણ થઇ ભીંત્તર ભેદ છે. વારૂ, હું કોરે રહી સાંભળું તો ખરો, એના મનોવિચાર શું છે?

**મદનકુમાર**—અરે! દગલબાજી રમનાર પ્રીયા, તારે આમ સ્થિરતા પકડી બેસી રહેવું હતું, તો મને પ્રેમ પાસમાં નાંખી રીબાવી રીબાવીને મારવાને બદલે, એકદમ ઘા કરવો હતો; નહીં તો હવે કાંઇ પણ કહાવ.—

### પદ.

કાંઇ કહાવી ન કે'ણ, મીઠી પ્રીયા કાંઈ કહાવી ન 'ણ; ટેક.
કહેતીતી પણ પાળીશ પ્રીતે, ભુલી ગઈ ભૂંડી, વેણ. મીઠી. ૧.
પ્રથમ મને તેં સુખ ઉપજાવ્યું, હવે થઈ દુઃખદેણ. મીઠી. ૨.
નિશા વિષે નિંદ્રા નહીં આવે, વેરણ થઇ મુજ નેણ. મીઠી. ૩.
જે શબ્દોથી સુખ ઉપજતું, હવે થયા તે જીવ લેણ. મીઠી. ૪.

**બુદ્ધિકુમાર**—(સ્વગત) ઠીક, હવે મર્મ સમજાયો. તે દીવસે ભીલનો પોશાક પેહેરી નિર્ભયશેનને બચાવવાનો પ્રયત્ન કર્યો. તેનું કારણ પણ આજ.

**મદનકુમાર**—નિશાળમાં શું શબ્દો બોલી હતી? કેહેતી હતી કે મારો કુદરતી પ્રેમ તમારી ઉપર છે. હું તમને યોગ્ય છું. તમારા શીવાય હું કોઇને તાબે થવા ઇચ્છતી નથી, હું તમારી થઈ ચુકી છું. આહા! આવા શબ્દ માત્ર મોડેનાજ હતા, અંતઃકરણના નહીં; પણ મેં બધા ખરા માન્યા. અરે! આમ ચિત્ત ચોરવાનું શું કારણ હતું? મને તેં પ્રેમ જાળમાં ગુચવી માર્યો હો?

### ઠુમરી.

રાજન મુખડાં બતલાજારે. એ રાગ

ચતુરાં ચિત્ત ચોરી લીધુંરે, ભામની તેં ભરમાવી કરી. ચિત્ત. ટેક.
તુજ મંદીર આગળથી જાતાં; આશા હતી મળવાનીરે ત્યાં;
હૃદય ભરાઇ જાય ભૂંડી, ઉલટું દુઃખ દીધુંરે. ॥ ચતુરાં ॥
લાગ જોઈ તેં લગાવી લાગન, પ્રીતમ કહી મને કરતી મગન;
હવે બેફીકરી થઈ બેઠી તું, કપટી કૃત કીધુંરે. ॥ ચતુરાં ॥
જો આગળથી આમ જાણતે, ચાં સુધી નહીં ત્યારે આણતે;
પ્રીત પીત્તળ સાબીત કીધું, એમાં શું સિધ્યુંરે. ॥ ચતુરાં ॥

**બુદ્ધિકુમાર**—(સ્વગત) વધારે વાર થવાથી એનું મન ભમી જશે, મારે છતો પડી અટકાવું. (ચાસન) હદમાં રહો ? પ્રીય મિત્ર હદમાં રહો ?

**મદનકુમાર**—(નહીં સાંભળતાં ધ્યાનમાં લવે છે.)

ઠુમરી. બતાદે સખી કોણ ગલી ગયો સ્યામ. એ રાગ.

અટારી ચઢી, મારી કલેજે કટાર. ટેક.
લોહ કટારી ગણું સુખકારી, નેન કઠારી ખેજાર. ॥અટારી.॥ ૧.
રૂઝે નહીં ઘા મીટે નહીં ઘા; તાકી ન રે'ઉ ટઠાર. ॥અટારી.॥ ૨.
દુઃખ વિડારણ કો નહીં વ્હાલી, એક તારો આધાર. ॥અટારી.॥ ૩.

**બુદ્ધિકુમાર**—(ફરીથી) હદમાં રહો ? પ્રીય મિત્ર હદમાં રહો !

**મદનકુમાર**—(ચાંકાને) કોણ ? મિત્ર બુદ્ધિકુમાર કે !

**બુદ્ધિકુમાર**—હા, ભાઇ હુંજ છું. અથઇતિ સર્વ સાંભળી છે. પણ પરાણે પ્રીત હોય નહીં, તારી પેઠે તારી, જે પ્રીયા તું કહે છે, તેને જો થતું હોય તો તે વિશ્રાન્તિને ઇચ્છે નહીં.

**મદનકુમાર**—પ્રીય મિત્ર બુદ્ધિકુમાર, જેણે મારાં હૃદયની ફરતો પ્રેમરૂપી કોટ કરી લીધો છે, જેણે તેનો પાયો મજબુત પાકા પથ્થરની માફક ચણ્યો છે, તો તેને હૃદયમાંથી કહાડી નાંખવી બડી મુશ્કેલ છે. મિત્ર મને કાંઈ સુઝતું નથી.

**ગજલ.**

મિત્ર મારા ચેન નથી, રેન દુઃખી જાય,
તે તરૂણીને યોગે, સુખ સિંધુ થાય.
મેં મને અનુમાન કર્યું, સઘળાં દુઃખો સે'લ,
પ્રીયાનો જુદાઈ દુઃખ છે ઘણું મુશ્કેલ.

**બુદ્ધિકુમાર**—ધીરજ ધરી બેઠ બંધુ કામ સિદ્ધ થાય;
વણ ધીરજે ઓ વિરા, કામ વંડી જાય.
ભીડભંજનનાથ તારી ભીડ ભાંજશે;
આવીને તારી પ્રીયા તને પગે લાગશે.

**મદનકુમાર**—એવો ભાગ્યશાળી ભાઈ ક્યાં થકી હું થાઊં;
પરણી તે મીઠી પ્રીયાના પ્રેમમાં ગુંથાઊં.
રે! પ્રભુ દયાના સિંધુ કર મને સુખી આરો;
જેથી કરી ગુણ ગાણી, પાડ માનું તારો.
(જાય છે.) પડદો પડયો.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ કલહરાજનું ઘર.

**પાત્ર**—કલહરાજ–કુભારજા–અને પાછળથી ફાકટદાશ–અને અમથાદાશ તથા વિદુષક.

**કુભારજા**—દીકરીના કિસ્મતમાં સુખ સર્જેલું નહીં, તેથી રંડાપો વેઠવો પડે છે. તમે હવે નિરાંત થઈ કેમ બેશી રહ્યા, હવે એને પુનઃલગ્ન કરાવવું જોઈએ, આજકાલ કરતાં એની ઉમ્મર પંદર વર્ષની થઈ માટે તમે જરા વિચારો.

**કલહરાજ**—શું કરીએ, માબાપ તો દલાલ છે. સૌ સૌના ભાગ્ય પ્રમાણે સુખ ભોગવે.

**કુભારજા**—હા; ખરી વાત છે. પણ જુઓ, આજે આપણી ન્યાત એકઠી થઇ છે. તેમાંથી કોઇને મળી જુઓ; ફકત રૂપીઆ બસેં લઇને છોકરો ન જાણે તેમ પુનઃલગ્ન કરાવી દેવું. ચાલો, હું પણ જાઊં, અને છાની તપાસ કરૂં, તમે પણ જાઓ? (જાય છે અને ફાકટદાસ પ્રવેશ કરે છે.)

**કલહરાજ**—આવો? ફાકટદાસજી.

**ફાકટદાસ**—(બેસીને) કેમ? તમારી આજ્ઞા હોય તો સ્નેહી જાણી એક વાત પુછવા આવ્યો છું.

**વિદુષક**—(પ્રવેશ કરીને) એકની બે પુછોની? (સ્વગત) વાતચીત માંથીજ ગજવાં ભરાશેતો "બાવો બેઠા જપે, અને જે આવે તે ખપે," હુંબ અડાવ્યા જાઓની?

**ફાકટદાસ**—તમારી છોકરી કમળાને મારી સાથે પુનઃલગ્ન નહીં કરાવો? જો તેમ કરો, તો રૂ૦ ૨૦૦) આપું.

**કલહરાજ**—(સ્વગત) બસેં તો એ એને મહોડેથીજ કહે છે, વારૂ જરા તાણી તો જોઊં. (ચાસન) હું, તમારો બોલ ઉથાપતો નથી, જાઓ રૂ૦ ૩૦૦) આપજો.

**પોકટદાસ**—વારૂ, તમે ખુશી થાઓ; ત્રણસેં લેજો પછી કાંઈ? ચાલો ઉઠો, આમ આવો તમને એક વાત કહું. (જાય છે.)

**વિદુષક**—જોજો? ભરોસાની ભેંસ પાડો નહીં જણે? (પેલા ઓ ગયા પછી) આ તો પેલી કહેવતવાળો હાલ થયો કે "જેસેકું તેસે મીલે, ન તેસેંકુ મીલે તાઈ; એ તીનો મીલકેં કયા કરે? પણ એક તુન તુની બજાઇ" અરે તમારૂં સત્યાનાસ જાય.

**કુભારજા**—(પ્રવેશ કરીને સ્વગત) અમથાદાસે કયારનું કહાવ્યું, કે તમે ઘેર રહેજો. અને હજુ સુધી કેમ ન આવ્યા હશે વારૂ!

**વિદુષક**-(દોહરો) વિર છુટે જ્યાં વશુતણા, ત્યાં લોભી લલચાય;
એક કબુલત થઈ ગઇ; આ બીજી મંડાય.

**કુભારજા**—(અમથાદાસને આવતા જોઇને) આવો, અમથાદાસજી, કેમ વાર લાગી? બોલો શું કહેવું છે?

**અમથાદાસ**—એમ કહેવા આવ્યો હતો, જોજો, રીસ ના કર શો, મરજી નહીં હોય તો ના કહેજો?

**કુભારજા**—જાઓ, મારા ભાઇ, કહો તો ખરા? આગળથીજ શું ગભરાઇ જાઓ છો.

**વિદુષક**—(સ્વગત) નાણાના કામ છે. કાંઈ જેવી તેવી વાત ન થી તો? પેલા શબરાજ કાકાને હાથ ધોવરાવ્યા, અને છોકરીને મોકલી નહીં. તેથી ખીજવાઇને શબરાજ કાકા, પરવરદગારની હજુરમાં ફરીઆદ કરવા દોડી ગયા છે, તે વાત એ કયાં જાણતો નથી.

**અમથાદાસ**—આપણી કમળાને મારી સાથે પુનઃલગ્ન કરાવો, તો રૂ૦ ૨૦૦ આપું.

**વિદુષક**—(સ્વગત) આપણી, કહેતાં મ્હોડું શું ભરાઈ જાય છે.

**કુભારજા**—(સ્વગત) ઠીક ઘાટ બેઠો, વગર મેહેનતે મતલબ થસે. (ચાસન) જુઓ, આજ લગી મારો બોલ કોઇએ ઉથાપ્યો નથી,

માટે હું કહું તે પ્રમાણ રાખજો. જાઓ, રૂ૦ ૩૦૦) આપજો, હવે કાંઈ બોલશો નહીં.

**અમથાદાસ**--તમારી (હસીને) એમજ મરજી છે, તો હું તમારાથી ક્યાં આઘો છઊં; સાસુજી.

**કુભારજા**—(હસીને) વાહરે! સંબંધ થયા અગાઉજ કે?

**વિદુષક**—(સ્વગત) કહેવું મફત છે, મોહોડાંનો લાવો તો લઈ લે. પછીની વાત પછી. ઠીક, પેલા ભાઈએ ફાકટદાસ સાથે સહી કર્યું છે. અને આ બાઈએ અમથાદાસ સાથે નક્કી કર્યું છે. હવે બેમાંથી કોણ પરણે તે જોવાનું છે. રખે ફાકટદાસનું ફાક, અને અમથાદાસનું અમથું, થઈ જાય. અને બેની લડાઈમાં ત્રીજાનું કામ થઈ જાય. પણ ચાલો રામ, આપણે શું? (જાય છે.) (નેપથ્યમાં "માત પીતા જો નિર્દય" એ ગીતિ ગવાય છે.) (પડદો પડયો.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રાજબાગ.

**પાત્ર**--મદનકુમાર–અને પાછળથી કમળા તથા છેલ્લે તેની સખી ક્ષણા અને એક સ્ત્રી.

**મદનકુમાર**--(નિશાસા નાંખતો પ્રવેશ કરે છે) અરે! ચંદ્રમુખી કમળા! તારાં શબ્દરૂપી બાણથી હું બહાવરો બની ગયો છું, તેમાં વળી શત્રુનું કામ સારનાર દુષ્ટ મદનનો માર, એ બેએ તો મને છેક ગુમ કરી દીધો છે. અહો! ભગવાન કામ દેવ, મારી ઉપર તને જરા દયા નથી આવતી? તારૂં બાણ સુકુમાર પુસ્પનું છતાં તેમાં આટલી બધી તિક્ષ્ણતા કેમ વારૂ? હા; મને સમજાયું, મારી પ્રીયાજ જ્યારે મારા ઉપર દયા નથી લાવતી, ત્યારે તું દુષ્ટ મારો કેડો કેમ છોડસે; પાપી મદન, તું અને ચંદ્ર બંને જણ કામી જનને વિશ્વાસ આપી દગ્ધ કરનારા છો. નિર્દય કંદર્પ,

**ગીતિ.** શંકરને સંતાપે, અલ્યા તને હીન અંગ કરી દીધો;
રેશઠ સમજ્યો ન કાંઇ, કામીને દુઃખ દેવા પણ કીધો.

પણ ભાઈ, તને ઠપકો આપવાને બદલે મારે મારી પ્રીયાનોજ દોષ કહાડવો જોઇએ. બસ, પ્રીયા હવે હદ થઈ ગઈ; તને આમ કરવું ઘટે નહીં.

## ગરબી.

મીઠાં ગોરસ લો ગોરસ લો. એ રાગ.

ભામની નારે ઘટે નારે ઘટે. ટેક.

મીઠું મીઠું તું મુખથી બોલી, મારૂં ચિતડું નાંખ્યું ચોળી. ભા. ૧
વ્હાલ ભરી વશકરણી વાણી, તેણે તારૂણી મન લીધું તાણી. ભા. ૨
મ્હારી સાથે વેર શું ત્હારે, મને મુંગો માર તું મારે. ભા. ૩
ભુંડી તેં ભરમાવી ભૂલાવ્યો, હજી કાંઇ સંદેશો ન કા'વ્યો. ભા. ૪
નારી નિશાળમાં શું કહેલું ? "તને પ્રાણ જતે નહીં મેલું." ભા. ૫

(ઉપલી ગરબી ગાતાં, પ્રેમ નિશામાં બાગમાં પરિક્રમણ કરે છે.)

આહાહા ! ! અત્યારે મારી પ્રીયાનો મેળાપ થાય તો કેવું સારૂં થાય ! (સુર્ય ભણી જોઇને) આ લાહે જેવા તડકાના દુ:ખથી વિશ્રાન્તિ પામવાને, ઘણીવાર મારી પ્રીયા આ બાગમાં આવે છે. (ઝાડો તરફ જોઇને) અહીંઆંથી થોડાજ વખતમાં કોઈ ગયું હોય એમ જણાય છે. આ કુમળાં ઝાડની ઘટામાંથી મારી પ્રીયાજ ગઇ હશે; કારણ આ ફુલો મારી પ્રોયાને બહુજ ગમે છે. ઘણીવાર તેના સુકુમાર હૃદય ઉપર એના હાર મેં લટકતા જોયા હતા. અને અત્યારે આ ઝાડના ડીટાંમાંથી દુધ ઝરે છે, માટે એના વગર બીજું કોઇ તોડે નહીં.

(જરા આંગળ ચાલી કાન દઈને) પેલા લતા મંડપ તરફ કાંઈ અવાજ સંભળાય છે, ચાલ જઇને જોઊં. (જરા આગળ ચાલી હરખાતો) વાહ ! વાહ ! નેત્રના સુખનો લાવો તો આજેજ વિત્યો. આ રહી પેલી મારી મનમાનીતિ પ્રીયા કમળા, ફુલનું બીછાનું કરી સુતી છે. અરે એ કાંઇ માહા વિચારમાં જણાય છે. લાવ આ ઝાડને ઓથે રહી એના મનો વિચાર તો જાણું. (ઝાડ ઓથે ઉભો રહે છે.)

**કમળા**—(ઉપર કહ્યા પ્રમાણે સુતી છે.) જ્યારે કાગડાના શબ્દથી સુખ ઉપજતું હોય; તો મધુર મેના પોપટને કોણ પાળે ? અરે લસણની સુગંધીથી મન શાન્તિ પામતું હોય, તો ખુશબોદાર કેવડા કસ્તુરીની શી ગ-

ણત્રી ? તેજ પ્રમાણે આ બાગના ઠંડા પવને કરીને મને શાન્તિ થઈ સુખ ઉપજતું હોય, તો મારી વ્યથા કાંઈક મટે એમ હતું.

**મદનકુમાર**—(સ્વગત) વ્યથા-મનની વ્યથા કે શરીરની વ્યથા. શું જાણાય? કમળાનું શરીર માહા પીડામાં પડ્યું હોય એમ જણાય છે, તે શું હું, ધારૂં તેજ કારણથી હશે કે કાંઈ બીજું હશે?

**કમળા**—(સ્વગત) કદાપિ પણ મારા મનનો વ્યાધી મટનાર નથી. અરે વૈદ મદનકુમાર!! મદનકુમાર! તારા શિવાય.

**મદનકુમાર**—(સ્વગત) આહાહાહા, શી ખુશીની વાત. જે પ્રમાણે મને થાય છે, તે પ્રમાણે એને પણ થાય છે ખરૂં. ધન્ય છે પ્રીયા, તારી સાચી પ્રીતિને. વારૂ જરા સાંભળું તો ખરો; મારા બધા સંશય દુર થયા.

**કમળા**—(સ્વગત) અરે મારામાં અલૌકીક શકિત હોય તો અત્યારે જઈને મારા શિરછત્ર મદનકુમારની ભેટ નહીં લઉં? અરે મદનકુમાર મારા સરખી ભોળીને ઠગવી નહોતી. ઓ હીણ ભાગ્ય કમળા!!

**મદનકુમાર**—(સ્વગત) ઓ મીઠી, તું એમના બોલ, હું અને તું પુરાં ભાગ્યશાળી કે અત્યારે મેળાપ થશે.

**કમળા**—(સ્વગત) અત્યારે હું આ સ્થિતિને પહોંચી છઊં, તે મારૂં દુઃખ કોણ જાણે? અરે મારૂં કોઈજ નહીં, કે મારા મન માનેલા પતિની પ્રાપ્તિ કરાવે. મને જરા ચેન નથી, તેમજ ઉડવાની શકિત નથી. ધાસ્તી રહે છે કે કોણ જાણે શો પરિણામ ઉતરશે!

**મદનકુમાર**—(છતો પડીને) ફીકર કરીશ નહીં પ્રીયા કમળા, સાબાશ તારી દ્રઢતાને.

**કમળા**—(એકદમ બેઠી થઇને) કોણ? (એટલું કહી મદનકુમારને જોઈ નિચું મોં કરી શરમાતી પુઠ ફેરવી ચાલવા માંડે છે.)

**મદનકુમાર**—અહો સુંદરી ધીરજથી વાત કર, કયાં જાય છે. (હાથ પકડે છે) સાંભળ.

## ઠુમરી.

### પીયા કે ચિત્ર બીન પ્રીતમ પ્યારે. એ રાગ.

પ્રીયા આસ ભર્યો હું આવ્યો, તરછોડે કોને ત્રાસે. પ્રીયાતર;

જો તું *જાસે મુજને મેલી, જરૂર આ જીવડો *જાસે. પ્રીયા જરૂર. ટેક.
ચંદ્રમુખી ચિત્તમાં તું વસી છે, કયારે તું મારી ×થાસે. પ્રીયા કયા.
મુજ મંદીરમાંરે તું +માલી. અધરામૃત કયારે પાસે. પ્રીયા આસ. ॥ ૧ ॥
કોકીલ કંઠેરે તું કામિની, મર્મ ગીત કયારે ગાસે, પ્રીયા મર્મ.
અલબેલી વેહેલી મુજ કંઠે, આલીંગન દે ઉલ્લાસે. પ્રીયા આસ. ॥ ૨ ॥

**કમળા**—(છણકો કરીને) મદનકુમાર, તમે ભારમાં રેહો. હું વિરહે બળેલી છું ખરી, પણ હજી તમારે તાબે થવાને વિલંબ છે.

**મદનકુમાર**—અરે બ્હીકણી, તું તારા માબાપનો ધાક રાખીશ નહીં, તારા સુખ દુઃખનો આધાર તારા ભાઈની ઉપર રહેલો છે, તો તેની ફીકર કરીશ નહીં, તે સમજુ છે એટલે તારી યોગ્ય સ્થાને પ્રીતિ બંધાએલી જાણી, આપાણી મનકામના પૂર્ણ કરસે. (ફરી હાથ પકડે છે.) માટે

## ગરબી.

**તમે ઓરા ને આવોરે સુંદર સામળીઆ. એ રાગ.**

પ્યારી આવ કલેજે લગાવ, મનમાનીતિરે;
પ્રીતિ પ્રીતમ ઉપર લાવ મનમાનીતિરે.
પ્યારી માહા સુખ પ્રાણ આધાર, તને જાણીતીરે,
વ્હાલી વ્હાલાને ના તરસાવ, લગાવી પ્રીતિરે;
પ્યારી સાંભળ વિરહની વાત, મુજપર વીતિરે;
હાવે કેમ કરે તું અભાવ, નહીં એ રીતિરે.
પ્યારી આવે તો બેસી અટારી, ગાઇએ ગીતિરે;
હાસ્ય વિનોદ માંહે જાય, રજની વીતિરે.

**કમળા**—તો મુકો? મને મુકો? મારે મારી સખીની સલાહ લેવી જોઇએ.

**કૃષ્ણા**—(નેપથ્યમાં) અરે સખી કમળા તું કયાં છે?

**કમળા**—પ્રીય મદનકુમાર, તમે મારો હાથ છોડી દયો. મારી સખી આવે છે અને કદાપિ તેની સાથે કોઇ બીજું હશે, તો આપણી વાત ઉઘાડી પડશે, અને આપણે દોસવાન ગણાઇશું. માટે તે આવી જાય, ત્યાંસુધી આ ઝાડને ઓથે સંતાઈ રહો.

---

* જસે. * જશે. × થસે. + માલવું.

**મદનકુમાર**—એમજ, તો ઠીક સંતાઈ રહું છું. (નિશાસા નાંખતો સંતાઇ રહે છે.)

**કૃષ્ણા** / **બીજી સ્ત્રી** (પ્રવેશ કરીને)—બાઇ તમે કેમ બેસી રહ્યાં ચાલો ઉતાવળથી, મોટા ભાઇ તમને બોલાવે છે.

**કમળા**—(સ્વગત) અરે મારાં હૃદય તારી મનકામના પૂર્ણ થવાનો સમય પાસે આવ્યો હતો, તેમાં પણ તેં બ્હીકણપણું છોડ્યું નહીં. મારી સખી સાથે ગયા વગર ચાલે એમ નથી. એખલી આવી હોત તો સમજ પાડત, પણ સાથે લફરૂં લેતી આવી છે એટલે લાચાર. (ચાસન) ચાલો સખી? અરે મારા લતામંડપ તેં મને જેવું સુખ આપ્યું, તેવાં સુખની હું નિરંતર આશા રાખું છું. સખી કૃષ્ણા? બાઈ ચાલી શું જાય છે? (બાજુ છોડી નાંખીને) અરે મારો બાજુ કયાંય છુટી પડ્યો. (સોધવાને મીસે પાછું ફરી મદનકુમારને જોય છે) અરે આ રહ્યો. (એમ કહી દીલગીર થઈ ચાલી જાય છે.)

**મદનકુમાર**—(બહાર નિકળીને) અરે! હવે હું શું કરૂં, અને કયાં જાઊં.

**ઠુમરી.**

**જોગી જોગન બનાકર કીધર ગયોરે. એ રાગ.**

પ્રાણ જતો લલિતા શું બચાવી ગઇરે; દુર્લભ પ્રીતિમાં ડુબી મરૂં. ॥ પ્રાણ ॥<br>
આથી તો દુઃખ વાધ્યું અતિશેં, ઉલટી પીડા ઉપજાવી ગઇરે. ॥ દુર્લભ ॥<br>
મોહોકમ માર ચતુરાં મારી; ચકોર નેન ચળકાવી ગઇરે. ॥ દુર્લભ ॥

અરે એ તો જતી રહી. એના દરેક શબ્દમાં શો અર્થ રહેલો છે તેનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે અનહદ પ્રીતિ સાબીત થાય છે. "પ્રીય મદનકુમાર તમે મારો હાથ છોડી દયો" અરે પ્રેમ હોય નહીં તો "પ્રીય" એમ કહે? હવે મને કયાં વિશ્રાન્તિ મળશે. નહીંકર અહીંઆં બેસી મારી પ્રીયાએ ઉપભોગ કરેલાં ફુલ ફળાદી સાહીત્ય સાથ ગમત કરૂં. આહા!! શો પ્રીતિનો પાસ, જતી વેળાએ બાજુ છુટી પડયાનું મીશ કરી મારા સામું કેવું જોયું? (હેઠે પડેલું ફુલ સુંધીને) વાહ, મારી પ્રીયાનું સુંઘેલું આ ફુલ મને ઘણી સુગંધી આપે છે. કારણ તેના મુખ ઉપર લગાવેલા ગુલાબના અત્તરનો આ ફુલ સુઘતાં એમાં પાસ કેવો બેઠો છે. પણ એથી શું?

## દોહરા અથવા ગજલ.

જે પુષ્પો સુખ કર ખરે, લાગે તે દુઃખદાઇ;
સુખદાઈ નહીં થઇ પડે, થઈ જો પ્રીયા જુદાઈ.　　૧.
શી હાલત મારી કરી, રે તેં કરી વિયોગ;
બલખાં મારે કાળજું, ક્યારે થાસે યોગ.　　૨.
(નિરાશ થઈને જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—સાર્વજનીક બાગ.

**પાત્ર**—વિદુષક–મદનકુમાર–નિર્ભયશેન–અને કમળા તથા કળણા.

**વિદુષક નેપથ્યમાં**—તારા પૈસા પાછા લે? પણ મને જીવતો જવા દે? (એમ કહી હાથમાં ખોદવાનું હથિઆર કોદાળો, તે લઇને પ્રવેશ કરે છે, અને ખાડો ખોદવા બેસે છે.)

**મદનકુમાર**—(પ્રવેશ કરીને) અલ્યા વિદુષક, આ સાર્વજનીક બાગમાં ખાડો કેમ ખોદે છે?

**વિદુષક**—એ તો કની ભાઇ સાહેબ, * દડિઆદશેમને દીવસો ધડિઆં દશેમ થઇ, તે વાત મારા જાણ્યામાં આવી તે અહીયાં દાટું છું.

**મદનકુમાર**—દડિઆ દશેમ સાથે ધડિઆં દશેમ તે શું?

**વિદુષક**—(ઉભો થઇને) આપણા પેલા નગરશેઠ મલુકચંદ ઉલુકચંદના દીકરા, કાનદાશ અને કપાળદાશ ભાઇબંધોને લઇ, ગઈ દડિઆ દશેમને દીવસે ખજુરીઆં બાગમાં ગયા હતા. બંદા તો ભૂતની માફક ભમતા હોયજ, તેથી ખબર સાંભળતાં તુરત ત્યાં ભીડાવી ગયા. તે વખતે પેલા ભાઇબંધો ખજુરીઆં બાગનું સરબત ધડિઆં ગ્લાસથી ઉકાળી રહ્યા હતા; મને જોઈ તેઓ ગભરાઈ ગયા અને દોડીને મારી ફરતે વીંટલાઇ વળ્યા. મેં તો જાણ્યું કે સાળાઓ મારશે કે શું? પણ તેમ નહીં કરતાં મારા હાથમાં પાંચ રૂપીઆ મુકી કહ્યું કે આ વાત અહીંજ દાટજો.

---

* શ્રાવણ વદ દશેમ.

આપણને લાંચ મળી એટલે સર્વસ્ત મળ્યું એમ જાણી કબુલ થયા. પણ આ કોદાળો ઘેર લેવા આવ્યો એટલે મારાં છૈયાંની કળખળાટમાં દાટવાની વાત હું તો ભુલ્યો. ભુલ્યો તે આજ લગી ભુલ્યો. પેલાઓ એ તો મને આજે ઠોકવા લીધો. ત્યારે ગભરાઈને મેં બુમ પાડી કે "તારા પૈસા પાછા લે પણ મને જીવતો જવા દે" સાળી લાંચ બડી બુરી ચીજ છે; એનાથી હું તો હવે ખસ્તો રહીશ. પછી મેં વિચાર કર્યો કે ખજુરી આં બાગ તે શું અને સાર્વજનીક બાગ તે શું, માટે "દહિઆ દશેમને દહાડે ઘડિઆં દશેમ થઈ" તે વાત યાંજ દાટું છઉં. ચાલો દાટવા દો ? નહીં તો વળી ભુલી જઈશ. (ખોદવા વળગે છે.)

**મદનકુમાર**—(હશીને) આ તો ઉલટી વાત ઉઘાડી પાડતો જાય છે. જા ઉઠ ઘેર જા (તેના હાથ પકડી મોકલી દેવા કરે છે. અને વિદુષકના, મેં લાંચ ખાધી તેટલું કામ કરીશ એમ કહેતો જાય છે અને માનતો નથી. આ રગઝકમાં નિર્ભયશેન આવી પહોંચે છે અને કમળા તથા કૃષ્ણા ઝાડ ઓથે રહી બધું સાંભળે છે.)

**નિરભયશેન**—(પ્રવેશ કરીને) અરે, મદનકુમાર એની સાથે શી તકરાર છે. ચાલો (એમ કહી મદનકુમારનો હાથ પકડી ચાલવા માંડે છે; એટલે વિદુષક જતો રહે છે. અને મદનકુમારના હાથમાંથી એક કાગળ નિર્ભયશેનના હાથમાં આવી જાય છે તે કાગળ જોઈને) મદનકુમાર આ કાગળ શો ? (શીરનામું વાંચે છે) "કમળાને પહોંચે શુભ છે" અલ્યા મદનકુમાર, સભ્ય પુરૂષોમાં પણ આવાં કપટના કામ હોય ખરાં ? બોલો આ કાગળ શો ? તમારા મારીપર કરેલા ઉપકારથી આટલો નરમ થઈ પુછું છું.

**કમળા**—(કૃષ્ણાને) **દોહરો.**

શૈયર હાવે આ ઘડી, કાં દુઃખ કે કાં સુખ
સુખ મળ્યું તો ઠીક છે, નહીં તો દુઃખને દુઃખ.

સખી મેં કાંઈ ઉલ્કૃત મોહોબત કરી નથી, મેં મારા જન્મનો સાથી કર્યો છે. કદાપિ મારો ભાઈ આમાં વિનાશ કરશે તો મારે દેહનો અંત આણવો એ જરૂર છે. અરે પ્રીય મદનકુમાર ? તું હવે કાગળનો શો ઉત્તર દે છે ? તે ઉપર અને મારા ભાઈના હવે પછીના બોલવા ઉપર મારો સધ

જો સુખદુઃખનો આધાર છે. સખી, તું મને સલાહ આપ કે હવે મારે શી રીતે પગલું ભરવું ? મારી મરજી તો એમ છે, કે આપણે છતાં પડી મોટા ભાઇ પાસે મારા પ્રાણની માગણી કરવી.

**મદનકુમાર**—(નિર્ભયશેનને) ભાઇ સાહેબ, મને મારો કાગળ પાછો આપો. એમાં સારૂં છે.

**નિરભયશેન**—(ક્રોધમાં) બીડેલો પત્ર પારકો હોય, તો તે ફાડી ને વાંચવો એ નિતિ વિરૂદ્ધ છે. પણ આ ફાડું છું અને વાંચું છું. (ફાડી ને વાંચે છે અને વિચારમાં ગુમ થઇ, વાંચી કાગળ હેઠે નાંખી દે છે).

**કમળા**—સખી કૃષ્ણા, હવે ધીરજ રાખવામાં સાર નથી. ક્રોધના અવેશમાં ભાઇ, મારા પતિને અયોગ્ય વચન કહેશે, તો તે મારૂં કાળજું તોડી નાંખ્યા જેવું થશે માટે બોલ શું કરવું ?

**કૃષ્ણા**—મને પણ એમજ સુજે છે કે હવે ચાસન થઈ ભાઇને સમજાવવો. (જઇને ચાસન થાચ છે).

**કમળા**—(પોતાના ભાઇને હાથ જોડીને) ભાઈ, બધી વાત મેં સાંભળી છે. તારો ક્રોધ શાંત કર અને મારી અરજ સાંભળ. મોટા ભાઈ જો તમે મને સુખી કરવા ચહાતા હો, તો મને એમની (મદનકુમારની) સાથે પરણાવો.

**કૃષ્ણા**—મારી સખીની પ્રીતિયોગ્ય સ્થળે છે. માટે ભાઇ ઊંડો વિચાર કરી આ વાત માન્ય કરો. (એમ કહી હેઠે પડેલો પત્ર છાની લઈ લે છે).

**નિરભયશેન**—(સ્વગત) મદનકુમાર વિદ્વાન તો છે. ધનવાન પણ છેઃ અને પ્રીતિપાત્ર પણ ખરો. અને છેવટે કુળમાં કાંઈ મારા કરતાં ઉતરે એવો નથી માટે બ્હેનની માગણી કબુલ કરી નીશ્ચિંત થાઊં (ચાસન) જ્યારે એમજ છે તો સીતા, દ્રોપદી, દમયંતી વગેરે પોતાના ઇચ્છાવરને પ્રાપ્ત થઈ તેમ બેન જા તું પણ તારા ઇચ્છાવરને પ્રાપ્ત થઇ. મદનકુમાર શાસ્ત્ર વિધીયુકત સંબંધ હું, ઈશ્વિર કૃપાથી થોડા દીવસમાં બાંધી આપીશ. ચાલો (મદનકુમારનો હાથ પકડી જાય છે. મદનકુમાર કમળા તરફ જુવે છે અને બન્ચોની આંખ મળતાં હશી દે છે).

**કમળા**—સખી કૃષ્ણા ? શી આનંદની હેલી !

**કૃષ્ણા**—હા સખી. હવે તારે સુખી થવાનો સમય પાસે આવ્યો; મોટા ભાઇના હૃદયમાં પ્રભુએ બુદ્ધિ રૂપે વાસ કર્યો એમ સમજજે.

**કમળા**—ખરી વાત સખી, અત્યારે મારા હર્ષ રૂપી સમુદ્રમાં આનંદની પુર લેહેરો મારી રહી છે. પણ લાવ પેલો કાગળ, એ પ્રથમ દુઃખ કરનારો; અને પાછળથી અતિશય સુખ કરનારો; એમાં શું લખ્યું છે?

**કૃષ્ણા**—એટલાજ માટે મેં છાનો ઉપાડી લીધો હતો. (કાગળ આપે છે) લે, સખી તારા પ્રીય પતિના હાથની લખેલી કંકોત્રી વાંચ.

**કમળા**—લગ્નની ખબર આપનાર જે પત્ર તે કંકોત્રીજ કહેવાય. હા, તેં ખરૂં કહ્યું. (કાગળને છાતી સાથે ડાબી, નમન કરીને વાંચે છે. વાંચી રહ્યા પછી) આહા!! શી બીના લખી છે. સખી એમાં જાણવા જોગ એક બાબત લખી છે તે તું સાંભળ. શો પ્રીતિનો પાસ!! (વાંચે છે).

## ગરબી.

તજોરે તમે કેફી કરમ કરવું—એ રાગ.

ભામની ગતિ ભુંડીરે મારી, કરી તેં પ્રાણ પ્રીયા અતિભારી. ભામની. ટેક.
સમીસાંજે સુતો સેજડીએ, સ્વપન વશ કીધો છેલડીએ. ભામની.
અચાનક આવી તું, જાણે, આવીરે ઉભો પર સ્ત્રી પરમાણે. ભામની.
આવરે દીલદાર કરી લાજ્યો, સામીરે ભીંતે હું જઇને બાઝયો. ભામની.
નથી ચેતતો તોય હું જાગી, ચુંબન કરતાં ખુંટી વાગી. ભામની.
પ્રાણ પ્રીયા દુઃખડાંનું કે'શું, પરણી સુખડાં કયારે લેશું. ભામની.
મદન કે'છે નેણે નીર આણી, પ્યારીરે કમળા લે ગતિ જાણી. ભામની.

**કૃષ્ણા**—સખી, જેમ તારે વેઠવું પડ્યું, તેમ તેને પણ બાકી રહી નથી હો.

**કમળા**—(ફરી ફરીને કાગળમાં જોયા કરે છે).

**કૃષ્ણા**—(વ્હેમ પડવાથી) કેમ, કાગળમાં ફરી ફરીને શું જુવે છે?

**કમળા**—(હસતાં હસતાં) અલી જોની? આ વળી કેવું લખ્યું. એને તો જરા ભરૂસો નહતો જો.. (કૃષ્ણાને કાગળ આપે છે)

**કૃષ્ણા**—(વાંચે છે) **દીંડી.**

પોંચી પત્રી પ્યારી તારી હીતકારી,

કર્યું ચુંબન દુઃખભંજન મનધારી;
વિગત વાંચી સાચી પ્રીતિની એધાણી,
પડ્યો દિલગીરીના પાસમાં મુજ પ્રાણી. ॥ ૧ ॥
કમળા કમળ મદન સૂર્યથી પ્રકાશે,
સરજ્યો વિધીએ તે ×માટ ધરી ઉલ્લાસે;
જોડું જગત માંહે જાણું તે ઠરાવે,
રખે મદન સૂર્યની હાંસી કરાવે. ॥ ૨ ॥

**કમળા**—(હશીને) હા, તે (મદનકુમાર) સુર્ય રૂપે તો હું કમળ રૂપે છઊંજ. અલી બેન પોતાના પ્રીયની કોઈ હાંસી કરાવે વારૂ?

**કુભણા**—(હસતાં હસતાં) જે સૂર્ય સદાનો તારો થયો છે, તેને હવે એવા સવાલ પુછયા કરજે ! ચાલ હવે (જાય છે). (પડદો પડ્યો).

---

## પ્રવેશ ૭ મો.

સ્થળ કલહરાજનું ઘર.

**પાત્ર**—કલહરાજ–કુભારજા–નિર્ભયશેન–કમળા–અને પાછળથી મદનકુમાર, કુઢંગી તથા તેનો ગોર.

**નિરભયશેન**—બાપા, ઘરડે ઘડપણ તમે તમારી ઈજ્જત ગુમાવવા બેઠા છો. ફાકટદાસના રૂપીઆ તમે ખાધા, અને અમથાદાસના રૂપીઆ મારી માએ ખાધા. અરે તમારા લોભનો કાંઈ થોભ છે. કમળીને તમે એંસી હાથના કુવામાં ઢોળી હતી, પણ તે કસાઇને ત્યાંથી ગાય છુટી એથી હું ઘણો ખુશી થયો, પેહેલીવારના હરામના હજાર રૂપીઆમાંની અત્યારે ફુટી બદામ પણ તમારી પાસે નથી. અને વળી ફરીથી તમારૂં એજ કૃત્ય!! ખબરદાર! કાંઈ પંચાત કરી તો? હું મારી બેહેનને મારે હાથે યોગ્ય સ્થાને આપીશ.

**કુભારજા**—તું કયારનો આ બધું બોલે છે, તે તારો શું અખત્યાર છેરે મુર્ખા.

---

× માટે.

**કલહરાજ**—અરે તું મોટો પરણાવનારો, નિકળ મારા ઘરમાંથી લુચ્ચા. ?

**કમળા**—બાપા, ભાઇને ગાળ શું કરવા દો છો ? અરે મોટા ભાઈ, મારે માટે તમને આટલું બધું શોષવું પડે છે, તે કરતાં હુંજ સેંના મરી ગઈ.

**નિરભયશેન**—કેમ, હું પરણાવનારો નહીં ? કમળાનું લાંબી મુદતનું સુખદુઃખ તો મારે જોવાનું છે. માડી જોવો છે સુમાર. ?

**કુભારજા**—કેમ, "જોવો છે સુમાર" કરીને શું કરશો વારૂ ?

**નિરભયશેન**—"શું કરશો" ચાલ બેહેન કમળા ? ઉઠ અહીંયાંથી (તેનો હાથ પકડી દુર બેસાડે છે. એટલામાં કુઢંગી વહુ પ્રવેશ કરે છે) તું ઠીક વખતસર આવી. જા જઇને આપણા ગોર માહારાજને અને મદનકુમારને હુમણાને હુમણા મોકલ.

**કુઢંગી**—(ધાકની મારી કહે છે) ઠીક જાઊં છું, અને મોકલું છું. (જાય છે અને જરા વાર રહી ગોર માહારાજ તથા મદનકુમાર પ્રવેશ કરે છે નિર્ભયશેન તેને વંદન કરે છે).

**ગોર**—તમારૂં કલ્યાણ થાઓ ? શી આજ્ઞા છે યજમાન રાજા ?

**નિરભયશેન**—માહારાજ, આપણી કમળાના ગાંધર્વ વિવાહ આ મદનકુમાર સાથે અત્યારે કરો.

**ગોર**—(ગાંધર્વ વિવાહની વિધી કરીને) કમળા મદનકુમારનો જય (ત્યારપછી નિર્ભયશેન, કમળા, ગોર વિગેરે જાય છે.)

**કુભારજા**—(કલહરાજને) અરે હાય ! જોયાં આ દીકરાના લક્ષણ. મને અમથાદાસે બોલાવી છે ત્યાં હું જઇ આવું છઊં; પછી એમની વાત. (જાય છે) (પડદો પડયો).

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—અમથાદાસનું ઘર.

**પાત્ર**—અમથાદાસ–ફોકટદાસ અને પાછળથી કુભારજા.

**ફોકટદાસ**—અલ્યા ભાઇ, તું અને હું બન્યો હાથ ચોળતા રહ્યા. સાળાએ દગો કર્યો. રૂપીઆ જશે કે શું. ?

**અમથાદાસ**—તું પરણતે તો મને અદેખાઇ આવવાની નહતી; તેમ હું પરણતે તો તને બળવા જેવું નહતું પણ મદનકુમાર વચવેગળો પરણી ગયો માટે—

**પ્રોકટદાસ**—નિર્ભયશેનનો પડો વાગ્યો !! પણ મદનકુમાર હોત નહીં તો આપણએમાંથી એકનું કામ થાત. સાળાએ આપણું ઘર ભાંગ્યું.

**અમથાદાસ**—મેં અત્યારે કુભારજાને બોલાવી છે. જોઇએ તે શું કહે છે? (કુભારજા પ્રવેશ કરે છે).

**અમથાદાસ**
**પ્રોકટદાસ** } શું કાળું મ્હોં લઇને આવ્યાં છો? લાવો, હમારા રૂપીઆ.

**કુભારજા**—(આ વચનથી વધારે બળવા લાગી) ભાઇઓ, તમારા રૂપીઆ હમે આપશું, હાલમાં હમારી પાસે ઝેર ખાવાની પણ એક પાઈ નથી, ધીરે ધીરે પતાવશું. શું કરીએ રાંડ છોકરી નઠારી નિકળી. હું તો તમને આપી ચુકી હતી. પણ મારા પીટયા નિર્ભયશેન અને મદનકુમારના મૂળ કપાયાં.

**અમથાદાસ**—જુઓ ત્યારે અમે એનો નાશ કરવાનો વિચાર કર્યો છે. કેમકે મદનકુમાર અને નિર્ભયશેન ન હોય તો કમળા આપણે તાબે થાય.

**પ્રોકટદાસ**—મુર્ખ મદનકુમાર પણ ત્યારે સમજે કે મનમાનિતી સ્ત્રી પરણીને કેવો સુખી થયો છું. અને કમળાને પણ ખબર પડે કે આટલી વીસે સો થાય..તમે હમને મદદ કરશો તો હમારા તમારી પાસે જે રૂપીઆ છે તે હમે તમારી પાસે માગશું નહીં.

**કુભારજા**—(સ્વગત) સાલ જાય અને મતલબ થાય. એ ઠીક થયું (ચાસન) હું તન અને મનથી મદદ કરીશ.

**અમથાદાસ**—ત્યારે ઘાટ એ કે રાતના સુતાં હોય ત્યાંથી ઊભા ન અવસ્થામાં બાંધી લઈ જઈ પાસેના જંગલમાં વધેરવો. હું એ ખુનીને તેડી લઇશ. તે મારા મિત્ર છે. નિર્ભયશેનનું તમારે માથે. (જાય છે.)

**કુભારજા**—ઠીક, નહીં તો વળીએ વચમાં પડે. માટે એનું મારે શીર.

(પડદો પડયો).

## પ્રવેશ ૯ મો.

સ્થળ—કલહરાજનું ઘર.

**પાત્ર**—કુભારજા–કલહરાજ–કમળા–નિર્ભયશેન–કુઢંગી અને મદન કુમાર.

**કલહરાજ**—તેં શું વિચાર કર્યો છે?

**કુભારજા**—(આડું અવળું જોઇને) મુઓ એ છોકરો, રડયાના ભાણામાં ઘીને બદલે સોમલનું પાણી રેડીશ એટલે પત્યું. ચાલો ઉઠો જમવા. (બન્યો જાય છે અને પાછાં આવી બેસે છે).

**કલહરાજ**—સોમલનું પાણી રેડતાં કાંઇ ચેત્યો નથી.

**કુભારજા**—અરે અધું જમ્યો એટલામાં તેને ઝેરની અસર જણાઇ હતી.

**નિરભયશેન**—(પ્રવેશ કરીને) મા, મારૂં મગજ કેમ ભમતું હશે?

**કુભારજા**—મને શું ખબર (કલહરાજને) એ તો હમણા મરવાનો; માટે આપણે આપણી તૈયારીમાં રહો. રાંડ છોકરીની પછી વાત.

**નિરભયશેન**—(તમ્મર ખાઈ પડે છે) ઓઓઓ દાડોરે?? પ્રાણાંત થાય છે!

**કમળા**—(પ્રવેશ કરીને) મોટા ભાઈ, ઓ મોટા ભાઇ શું થયું? માડી દાડ દાડ (તેને હાથ ફેરવવા મંડી જાય છે.)

**નિરભયશેન**—(કમળા તરફ જોઈ કપાળે હાથ દે છે અને લેખણ પેટીની ઇસારત કરે છે).

**કમળા**—(રડતી રડતી) શું જોઇએ મોટા ભાઈ? લેખણપેટી? (એમ કહી આણી આપે) ઓ ઇશ્વિર આ શો ગજબ.

**મદનકુમાર**—(પ્રવેશ કરીને) શો જુલમ!! આ ઘડીવારમાં શો જુલમ!!

**નિરભયશેન**—(કાગળ લખી આપે છે તે કમળા રડતી રડતી વાંચે છે).

**કમળા**— (દુહો). અથવા ગજલ

જરા વારમાં જીવડો, જાસે જાણુ જરૂર,
દુઃખ દેસે માતા પીતા, વ્હાલી બે'ન ભરપુર. ॥ ૧ ॥

પણ દીલ તે ધરવું નહીં, નહીં આવવું +આંય;
મારો મારી બે'નડી, જીવ તુજમાં રહી જાય. ॥ ૨ ॥
કંઠે જીવ આવી રહ્યો, હાવે નહીં લખાય;
મદન જેગોપાળરે, છેલ્લા મારા, હાય. ॥ ૩ ॥

**નિરભયશોભ**—(અતિ પ્રાણ કષ્ટ થયા બાદ જીવ નિકળી જાય છે).

**કમળા**—અરે ! ઓ ! ! માના જણ્યા ! (છાતી કુટે છે).

**કુઢંગી**—(પ્રવેશ કરીને) ઓ પ્રભુ ! ! આ મારી આંખે હું શું જોઉં છું ?

**કમળા**—ભાભી, તું મને છોડ; મારા વિરાને સારૂ છાતીને ભાંગી નાખવા દે. (મુડદાં પાસે જઈ છેડો વાળી રડે છે) ઓ વિરા.

## લલિત છંદ.

અરર હાયરે બંધુ માહેરા, અરર હાયરે હાલ તાહેરા;
મુજ થકી દિઠા નહીંજ જાયરે, વિખુટી બેનથી ના સે'વાયરે. ॥ ૧ ॥
ઝટ તને જરા વારમાં લઈ, અરર હાયરે બાળશે જઈ;
ગગનમાં જશે ધુમ્ર ઉડતો, અરર ઓ અરે હાડ ફાડતો. ॥ ૨ ॥
નિમિશ માત્રમાં નાંખશે દહી, અરર છાર તો ઓ જશે વહી;
દહન દીલડું તાહેરૂં થશે, અરર હાયરે કેમ સાંખશે. ॥ ૩ ॥
ચતુર ભાઈ તું ચાલતો થયો, ઝટ દઈ અરે તું ઉડી ગયો;
રડતિં નાખીને બેનડી સદા, અરર વ્હાલીડા પાડી આપદા. ॥ ૪ ॥

(બેભાન થઇ પડે છે.)

**મદનકુમાર**—અરે મારા સ્નેહી તારા વિના હવે મને કેમ ગમશે, મને યોગ્ય સલાહના બતાવનાર તું એક મારી બેલ હતો. અરે પ્રભુ શો ગજબ ! !  (પડદો પડયો.)

---

## પ્રવેશ ૧૦ મો.

**પાત્ર**—બેભાન પડેલી કમળા અને મદનકુમાર.

**મદનકુમાર**—(પ્રવેશ કરીને) પ્રાણ પ્રીયા, લે હવે ઉઠ આપણને, સુખમાં નાખનારો ઈશ્વરે હરી લીધો. તેને ત્યાં એનીજ ખોટ (આંખમાં

---

+ અહીંઆં. ( પીયરમાં )

આંસુ આવે છે) મારે, એ વ્હાલી તેના ગુણનું કેટલું ઓશિંગળ થવું જોઇએ ! ! પ્રાણ પ્રીયા, એ સુખડાંની દેનાર, ચાલ ઉઠ હું તને તેડવા આવ્યો છું.

**કમળા**—(બહાવરી બહાવરી લવે છે).

**(સોરઠો.)**—એ બંધુ મુજ પ્રાણ, હાય પોપટ ઉડી ગયો.
લે આ દુઃખની જાણ, વ્હાલા વ્હારે આવરે.

**મદનકુમાર**—પ્રીયા, હવે એમાંનું કાંઈ નથી, તું શું કરવા આમ ગાંડા કાઢે છે. હવે આ પીંજરરૂપી ઘર પોપટ વિના ખાલીજ છે.

**કમળા**—(લવે છે) ખાલી ? શું આ ઘર હવે ખાલી ! !

**ગીતિ**—પ્રાણ પંખી ઉડી જાતાં, ઘરમાળે તો પડી ગયાં તાળાં,
મૈયર સુનું સુનું, ખરે અરે એ બંધુ મુજ સ્યાણા.

**મદનકુમાર**—અરે આ શું ? પ્રીયા, બસ થયું. (તેને મોઢે હાથ દે છે).

**કમળા**—(લવે છે) એ ! વિરા; તારાં ઓવારણાં લઊં વિરા. (ડુસકે)

**(ગીતિ.)** લઊં હું દુખડાં વારી, વારી પીવા ધરૂં ન ઢીલ તેમાં,
જરા તું મીઠી આંખે, જોરે અમ્રત વર્સ્યું ઘણું જેમાં.

**મદનકુમાર**—આ તારૂં ગાંડપણ તારો વિનાશ કરશે, માટે પ્રીયા, હદમાં રહે. સૌને પડે છે તેમ તને પણ પડ્યું છે. માટે એક બીજાનું જોઇને મન વાળવું ઘટે છે; "જે જાયું તે જાય" ઇશ્વરનો એ નિયમજ છે. માટે ચાલ ઉઠ ? હું તને તેડવા આવ્યો છઊં.

**કમળા**—શું, મારો ભાઈ અહીં આવ્યો છે ? મોટા ભાઇ! એ મારા વિરા !

દુહો—ભોજન પીરસું ભાવતાં, પ્રેમ ધરી ઉઠ મન;
ભાઇ ભુખ લાગી હશે, નાજુક તારૂં તન.

**મદનકુમાર**—અરે વ્હાલી, ભાઈ શો ને વાત શી ? તે તો સ્વર્ગવાસી થયા. હવે એમાંનું કશું નથી.

**કમળા**—(ચોભોલી) શું તે મરી ગયો ? આ નાશવંત દુનિઆમાં તે સોધ્યો નહીં જડે ? કયાં સ્વર્ગે ગયો ? મને કેમ નહીં તેડી ગયો ? કશી વાતની ચોરી ન રાખતાં આમાં અધીરાઇ કરી એકલો ગયો ? કાંઈ ચીંતા નહીં આ હું આવી. (ઉઠીને નાસવા કરે છે.)

**મદનકુમાર**—(તેને પકડીને પાછી સુવાડે છે) અરે, હવે હું એને શીરીતે ભાનમાં આણું. આ પ્રમાણે જો રહ્યું તો દારૂણ દુ:ખથી એના પ્રાણ જશે. (પાણી લાવીને તેના મોં અને આંખપર છાંટે છે).

**કમળા**—(જરા ભાનમાં આવીને) અરે, આ શું મારા પ્રાણ, મારા ભાઇ નિર્ભયશેનને વળાવી આવ્યા? (ચોતરફ જોતી ઉદાશ થઇ જાય છે).

**મદનકુમાર**—હા, દીલદાર એ ભલા માણસનો સ્વર્ગમાં મોક્ષ થાઓ એ મારો આશીર્વાદ.

**કમળા**—મારા ભલા ભાઈ (છાતિએ ડચુરો આવે છે) તારી વિખુટી બેહેનનો તને અંત:કરણથી આશીર્વાદ છે કે તમે સ્વર્ગમાં અચળ રહો. અરે આ બંધુ હવે તારૂં મુખ જોવું કયાંથી મળે (છાતિમાં હાથ પછાડે છે).

**મદનકુમાર**—(તેના હાથ પકડી લઇને) બસ, હવે ઘણું રૂદન કરે, શું તે પાછો મળનાર છે? જો, મરનાર પુઠે રોવાની શાસ્ત્રમાં મના છે. આ આંખ અને નાકમાંથી નિકળતા પદાર્થ (આંશુ લાળ અને લીટ વગેરે) પ્રેતને ખાવાં પડે છે. માટે બસકર જરા સમજ.

**કમળા**—તમે મારા હાથ છોડી દો, અને મારા વિરાને સારૂ આ છાતીને ભાંગી નાંખવા દો.　　　　(પડદો પડયો).

---

## પ્રવેશ ૧૧ મો.

સ્થળ—કલહરાજનું ઘર.

**પાત્ર**—કમળા-કલહરાજ-કુભારજા-અને તેનો છોકરો નાનું.

**કમળા**—(તેના ભાઇને સોડમાં લઇને) ભાઈ, વિરા, મારા નાનુભાઈ, મોટા ભાઈ મરતામાં તારી બેલ ટુટી ગઈ. માડી મારો નાનુભાઇ એકલો પડયો.

**કુભારજા**—જા, રાંડ મોહોડાંની દાઝ *રતી? કર્કશા.

**કમળા**—(ફીકી પડીને) માડી, આજ તું મારીપર આટલી બધી કેમ રોષમાં છે? તારા દોષમાં આવું એવું મારાથી શું કામ થયું? એ ઈશ્વર મેં મારી માતાને અણગમતું શું કર્યું હશે?

**કુભારજા**—અરે ઓ લુચ્ચી છોકરી તું તારૂં મોં કાળું કર.

**કમળા**—માતાજી, શા કારણથી!

**કુભારજા**—તે કારણ બધું સમજે છે.

**કમળા**—પણ—

**કુભારજા**—"પણ" રાંડ લુચ્ચી તેં કાંઇ કહેવા બાકી રાખ્યું નથી.

**કમળા**—(ગભરાઇને) એવું મેં કામ કર્યું છે?! માડી, મને કહે મારો જીવ ગભરાય છે. હું અયોગ્ય ચાલી છું એવું હું જાણતી નથી, પણ ભૂલથી તેમ થયું હોય તો માબાપે ક્ષમા કરવી (તેને ગળે વળગે છે.)

**કુભારજા**—ખસ રાંડ સંખાણી (હડસેલી મેહેલે છે, કમળા પછડાય છે).

**કમળા**—માતા, મારી વ્હાલી માતા અરે હું બહુ પછડાઈ મારીપર દયા કરો? અને મને કહો કે એનું શું કારણ? (તેને પાછી બાઝવા જાય છે અને કુભારજા પાછી હડસેલી મેહેલે છે).

**કલહરાજી**—રાંડ છોકરી શું નફટ છે, જોની આટલું વાગ્યું તોપણ હમારી ખુશામત મેહેલે છે?

**કુભારજા**—એ બધા પેલા મદનીઆના કારસ્તાન, જે માની સાથે સારૂ રાખશે તો પોયરમાંથી પાંચ પૈસા પામશે. પણ રાંડ એક પાઈની વાત શું કરવા કરે છે. મુઆ મુજી, પારકું ખાવાની આશા રાખે છે?

**કમળા**—માતાજી, મારા પતિને અમસ્તાં ગાળો શું કરવા ભાંડો છો. તે તમારી એક પાઈની આશા રાખતા નથી, તેને પરમેશ્વરે ઘણું આપેલું છે એટલુંજ સુમાર્ગે વવરાશે તો બસ છે. માડી, હમારે તમારી દોલત નથી જોઇતી પણ એક તમારી મેહેરબાની હશે તો બધું મળ્યું એમ હું સમજીશ.

**કુભારજા તથા કલહરાજી**—લે રાંડ હમારી મેહેરબાની (તેને મારી હડસેલી કાઢી મુકે છે. (નેપથ્યમાં "નિર્દય માત પીતા જો" એ ગીતિ ગવાય છે.)

**અંક બીજો સમાપ્ત.** (પડદો પડયો).

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—મદનકુમારનો શયનગ્રહ.

**પાત્ર**—મદનકુમાર—કમળા તથા અમથાદાશ—ફાકટદાશ અને કુભારજા.

**મદનકુમાર**—(પલંગમાં નિંદ્રાવશ છે.)

**કમળા**—(બીજા કોચ ઉપરથી જાગીને એકલી રડે છે). ઓ પ્રભુ!

અરે સર્વ શક્તિમાન ઇશ્વર ! મારાં ભાગ્યમાં આટલું બધું દુઃખ. અરે જીવ ને સુખ હોય તો નિંદ્રા આવે કની ? પણ ચોતરફ જોતાં દુઃખ દુઃખ અને દુઃખ શિવાય કશું નજર આવતું નથી. જેને માથે શત્રુ ગાજે અને તે વળી પોતાના માબાપના મળતીઆ હોય, શો જુલમ ! ! ઇશ્વર તેને નિંદ્રા કેમ આવે ? અરે મુર્ખ નરો ? તમે મારા નિર્દોષ પતિ ઉપર આટલી બધી આફત શું કરવા પાડો છો ? મોટા ભાઈ ઓ વિરા ? તારા મરણ પછી હમારી ઉપર આ બધી દુઃખની રેલ ચઢી આવી; નહીંકર તારા ત્રાસથી કોઇ હમારૂં નામ લઇ શકતું નહતું. ધીક્ક જીવતર આ દુઃખથી મરવું સારૂં. અરે અંધારાંની ઓરડીમાં હમને પુરી દીધાં. જીવતરનો ત્યાગ કરી પાપિ માબાપને હત્યા આપું તો બહુ રસ્તા છે. નિતિનો ભંગ તો થાય, પણ આ દાવાનળ દુઃખ મારાથી સહન થઈ શકતું નથી. ત્યારે શું કરવું ? (જરા વિચારીને) હા, એજ, ઝેર લાવી પીઉં અને આ ફાની દુનિઆનો ત્યાગ કરૂં. (ઝેરનું પડીકું લાવી પ્યાલામાં પાણી સાથે મેળવે છે) આ ઝેર પીધાથી જરા દુઃખ તો થશે, પણ સદાનું દુઃખ તો જશે. લે (પ્યાલો ઉંચકે છે) પીજા ! જીા પીજા !·! કેમ મન માનતું નથી ? અહો ! પ્રીતમ ! અહો ! પ્રાણનાથ મારો આત્મારૂપી દીવો હું મારે હાથે હોલવું છું અને આ પ્રતક્ષ દીવાની સમક્ષ અને મારા પ્રાણ, તમે સુતા છો ત્યાં તમારી સમક્ષ મારા ખરા અંતઃકરણથી કહું છું કે હે સર્વ શક્તિમાન પ્રભુ ? પુનઃ મારા પ્રાણનાથ મારા સ્વામી, આ જે છે તેજ કાયમ રાખજે. પતિ હું તમને દગો દઊં છું. હાય ! હાય ! તમને બેવડાં દુઃખ પડવાના (મદનકુમારના પલંગ પાસે જઇ તેનો આસ્તેથી આલિંગન કરે છે) અરે તમે દુર્જનના વાકયથી બળતા ડાંડા કયાં પડશો ?

અરે દીકરીના પૈસા ખાનારનું કાળું થજો, તેમનું સત્યાનાશ જજો. અરે તે અસમાન જમીનપર પછડાઇ મરજો કે જેથી અનાથ અબળાઓને મારી પેઠે પોતાના પ્રાણથી અછુટકે વિખુટાં અરે સદાના વિખુટાં પડવું પડે છે તેમ તેઓને વેઠવું ન પડે. (પ્યાલો પાછો પકડે છે) વધારેવાર થવાથી વિઘ્ન આવી નડશે તો પાછું દુઃખમાં ઘસડાવું પડશે. માટે પી જાઊં છું. (પીવા કરે છે તેટલામાં ઘરમાં સળગાવેલો દીવો એકાએક હોલવાઇ જાય છે) અરે આ શો ચમત્કાર ! ! માન ન માન પણ મારૂં કૃત્ય ઇશ્વરને પ્રસન નથી. હા, ખરી વાત આત્મ હત્યા કદી કરવી નહીં. છટ હું એ કામ નહીં

કરૂં. (પ્યાલો ખસેડી મેલે છે) ઇશ્વર જે દુઃખ પાડે તે સહન કરવું એ મારો માણસ જાતનો ધર્મ છે. ઓ ઇશ્વર ! ઓ માતા પીતા ! તમે આ શું લઈ બેઠાં !

**મદનકુમાર**—(રડતી સાંભળી જાગી ઉઠે છે) પ્રીયા ! શું છે ? શું છે ! કેમ રૂદન કરે છે ? અરે તારા શરીર ઉપર ગભરાટનો પસીનો કેમ ! તારાં મુખ ઉપર દુઃખના સેરડા કેમ જણાય છે ? મને કહે શું સાંભરી આવ્યું !

**કમળા**—દારૂણ દુઃખ, અરે તે હું શું કહું ? (રડે છે).

## બીભાસ રાગ.

આ પ્રીજમાં દધુ બેચન ગઇતી—એ રાહ.

શું કહું પ્રીતમ ચેન પડે નહીં, દારૂણ દુઃખ શીર આવી પડયું છે. શું.
રૂઠયો રામ તો સુખની શી આશા, પાપ પેલે જન્મોનું નડયું છે. શું.
મુજ માટે વ્હાલા દુઃખ પામો, હાય એવું શું લેલાટ લડયું છે. શું.
છુપાવી છાનું કયાં રાખું, તમ સરખું મુને રત્ન જડયું છે. શું.

**મદનકુમાર**—પ્રીયા, આજે આમ ઓછું આવવાનું કારણ શું ! (પ્યાલો જોઇને) અરે આ પ્યાલો શો !

**કમળા**—પ્રીય પતિ, અત્યારે શો વિનાશ થતે, તે કહેવાને હું પ્રાભુ કૃપાથી શક્તિમાન થઈ છું માટે કહું છું. પ્રાણનાથ, મારાથી અપમાન ન સહન થવાથી કાળની મારી, ઝે,— (અટકી જાય છે).

**મદનકુમાર**—શું, આ ઝેરનો પ્યાલો ? અરે શા કારણથી પીવો પડે ? કોના અપમાનથી ? મારા ?

**કમળા**—ના મારા પ્રાણ, મારા શિરછત્ર, આપનો દોષ મારાથી કહાય ? બસ હવે એ વાત મને વિસારે પડવા દો ? અરે દુશ્મનો ! !

**મદનકુમાર**—શું, પેલા નાપાક મુજીઓ મને કનડે છે તેના કારણથી ? પ્રીયા તું ડરીશ નહીં, કદાપિ એવા હજારો દુશ્મનો મારે માથે ગાજશે, અને મારી ઉપર દુઃખનો વરસાદ વરસાવશે તો શું થઈ ગયું, એક તારાં મુખ કમળના સુખ આગળ એ બધાં દુઃખ હું મેરૂ આગળ તૃણ જેવાં સમજું છું. તું હીમત રાખ, તારી હીમતથી મને ચોગણી હીમત ચડશે. અત્યારે તું સર્વ દુઃખ વિસારે કર અને સુઈ જા; સવારે હું તને બધી સમજ પાડીશ. હું પણ સુઇ જાઊં છું.

**કમળા**—(સુવે છે અને પાછી ઉઠે છે) અરે મને સુવું ગમતું નથી

સુવા જતાં મને માન શુકન થાય છે. પતિ, કોણ જાણે સવાર કેવું પડશે!

**મદનકુમાર**—આપણા ઇષ્ટ દેવનું સ્મરણ કરી સુ, એટલે સર્વ વિઘ્ન દુર થશે. (બન્ને જણ સુઈ જાય છે મદનકુમાર પલંગમાં બેઠો થઇને) મારી નિર્દોષ પ્રીયા જરા ઠરી ખરી. કોણ જાણે ક્યારની રૂદન કરતી હશે, અરે મને ઇશ્વરે જાગૃત કરવામાં ઢીલ કરી હોત તો પ્રીયાના સદાના વિયોગમાં મારે મરવું પડત. હે દીનદયાળ પ્રભુ! તારી કૃપાથીજ મારી પ્રીયા બચી. અરે અધમ ન્યાતના ધારાપર વેહેનારાઓ તમે જરા વિચારો કે હમે ખોટું શું કર્યું છે? હશે દુઃખ પડવા સરજીત હશે તે મટનાર નથી. શીવ શીવ શીવ પ્રભુ!! (સુવે છે).

**કમળા**—(ભર ઉંઘમાંથી ચોંકીને રડતી રડતી ધ્રુજે છે) અરે, પ્રાણપતિ સર્વસ્ત ગયું. ઓ મારા પ્રાણ, નાસો? જાગો? (મદનકુમારના પલંગ તરફ દોડે છે).

**મદનકુમાર**—(બેઠો થઇને) પ્રીયા શું છે? વળી શું છે? ધ્રુજે છે કેમ? (તેની આસના વાસના કરી ટાંડી પાડે છે).

**કમળા**—પ્રાણનાથ, મને આવું સ્વપ્નું આવ્યું.

**રાગ-દેશ**-શેઠ સગાળસા સાધુને સેવે—એ રાગ.

અરે સુખ સ્વપ્ને ન લાધુંરે, કલેજું કોરી ખાધુંરે. ટેક.
જાણે મારે વિરે દુઃખને દાઝેલે, આવી કહ્યું મુને, ઘેર,
"બેની મુને માબાપે મારીને, કારમો કીધો કે'ર." અરે ॥ ૧ ॥
બંધુ પીડાતાં પીડા અતિ પામી, જાણ્યો જનેતાનો ડાઘ;
કોઈ પુરૂષે આવી આ ઘરને, જાણે લગાડી આગ. અરે ॥ ૨ ॥
ભડભડ ઘર બળવાને લાગ્યું, લાગી ચારે ગમ લાય;
તમે પતિ નિંદ્રાવશ સુતા, હાય તે કેમ ખમાય. અરે ॥ ૩ ॥
"નાસો જાગો પ્રાણનાથ કહીને," બુમ પાડી એ રીત;
પેલો પુરૂષ માંહે બળતો દીઠો, એ તે શું વિપરીત. અરે ॥ ૪ ॥
મન ગભરાએ મારૂં પ્રીતમ, સ્વપ્નાનો શો અર્થ;
ધન માલ આદી સહુ બળી જાતાં, ગાંઠે રહ્યો નહીં ગર્થ. અરે ॥ ૫ ॥
જનુંની તેં જનમ મને જ્યારે આપ્યો, કેમ કરી નહીં પે'ર,
ગળથુથીમાં ઘોળી કરીને, શાને પાયું નહીં ઝેર. અરે ॥ ૬ ॥

**મદનકુમાર**—પ્રીયા, દુઃખની વાતો કરતાં કરતાં તું નિંદ્રાવશ થઇ, માટે એ હાલાનળી દુઃખનું તને સ્વપ્નું થયું. કાંઈ ચિંતા નહીં, વાયુનું ભ્રમણ એમ કરાવે. ગભરાઈશ નહીં. પ્રીયા નિઃશ્ચિંત સુ.

**કમળા**—પ્રાણપતિ, ગજબ,! જુલમ! મને અંતરમાં અગ્નિ વ્યાપિ રહ્યો છે. અરે કાંઇ માઠો પરિણામ થવાનો હોય એમ જણાય છે.

**મદનકુમાર**—કાંઈ નહીં, સુઈ જા. એમ મનમાં આણતાં કયાં બેજાનું. (બન્યો જણ સુઇ જાય છે અને અમથાદાસ, ફોકટદાસ તથા કુભાર જા પ્રવેશ કરે છે).

**કુભારજા**—આ ઘરનો કરો તોડતાં આપણને ઘણી મેહેનત પડી, પણ કોઇ જાગ્યું નથી, ભાઈઓ એવી રીતે એને લઇ જવાં કે એ જાગૃત થાય નહીં. આપણે કોટ બહારની વાડીએ ગયાં એટલે કાંઈ ચીંતા નથી. (હળવેથી ગાંસડીઓ બાંધી લઈ ચાલતાં થાય છે.) (પડદો પડયો).

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—દક્ષિણ દિશાનું કોતર.

**પાત્ર**—પાછળના દેખાવના બધાં. બે જણની ગાંસડી.

**ફોકટદાસ**—(કમળા તથા મદનકુમારને બાંધેલાં છોડે છે, ને મદન કુમારને એક લાત મારીને) અલ્યા દુષ્ટ, ઉઠ; મનમાનીતિ સ્ત્રી પરણીને સુખમાં ઊંઘતો હશે.

**મદનકુમાર**—(એકદમ ઉઠીને ચોતરફ જોવા લાગ્યો). અરે, આ શું! મારી સુખ સૈયા કયાં ગઇ! મારૂં ઘર કયાં ગયું! અને આ જંગલમાં હું કયાંથી આવ્યો!! (પેલાઓને જોઇને) અરે હાય, આ તો મારા દુશ્મનો! મને અને આ મારી પ્રીયાને ઊંઘમાં બાંધી લાવ્યા છે! ઓ સુંદરી! તારાં સ્વપ્નાનો ભાવ ભજ્યો. અરે પ્રભુ, હવે શી ગતિ!

**અમથાદાસ**—શી તે શી. જેમ મનમાનીતિ સ્ત્રીને પરણ્યો, તેમ મનને ન માનીતાં મોતને પરણવા તૈયાર થા? (ખુનીઓને) કેમ શું જુઓ છો અલ્યાઓ? (ખુનીઓ તરવાર ખેંચે છે).

**મદનકુમાર**—શીવ! શીવ! શીવ! પ્રભુ! આ હું શું દેખું છું.

મીયા, તું કેમ સુઈ રહી, તને ઊંઘ કેમ આવે છે! અચ્યા ભાઇઓ, કાંઇ મનમાં સમજો?

**પ્રોકટદાસ**—શું સમજવાનું છે. જ્યારે તારો પ્રાણઆત્મા તારા દેહથી જુદો પડી જમને તાબે થાય, ત્યારે અન્ન અને પાણી ભાવશે.

**મદનકુમાર**—ત્યારે શું, તમે મને મારીજ નંખાવશો?

**અમથાદાસ**—તેમાં વળી બાકી શી. (ખુનીઓ તરવાર ખેંચે છે.)

**મદનકુમાર**—પ્રભુને માટે જવા દો ભાઇ સાહેબ, છોડી દો.

**ખુનીઓ**—ચાલ, હવે તું તારા દેવનું ભજન કર, ચુપ રહે.

**મદનકુમાર**—એમજ. અરે ઓ મારી પ્રીયા બેહદ દુ:ખ! આ ઘાથી પટ પ્રાણ જશે., ભાઇઓ ત્યારે શું તમે નહીંજ મુકવાના? અને મને મારીજ નાંખવાના! ઓ મારી સઘળી આશાનો અંકુર તોડી નાંખ્યો. (આંખમાં આંસુ આવે છે).

**સોહેણીની ઠુમરી.**

આશાનો અંકુર, ટુટી ગયો, મારી આશાનો અંકુર ટેક.
શા સુખમાં તું સુતી ઓ મીઠી પ્રીયા, પળમાં થશે પ્રાણ દુર. ટુટી.
મનની ઉમેદો મનમાં રહી ગઈ, શું ચઢી આવ્યું પુર. ટુટી.
જોડું તોડીને પ્રીય પ્રીયાનું, શું બતલાવો સુર. ટુટી.
દયા ધરો દુષ્ટો કાંઇ દીલમાં, ઉડી ગયું મારૂં નુર. ટુટી.
ઓ દીલ ભોળી ભલી તું ભામીનો, મરશે હવે ઝુર ઝુર. ટુટી.

**પ્રોકટદાસ**—હવે એ ભલી ભામીનીને હમારે તાબે કરી લેવાને કાંઈ વિલંબ નથી.

**મદનકુમાર**—(ક્રોધે ભરાઇને) શું કહયું?

**અમથાદાસ**—શું તે એ કે, એ સ્રીને સારૂ તો હમારે આ બધી યુક્તિ કરવી પડી. એટલે તારો જીવ લઇ એને હમારી કરી લેવામાં હવે કાંઇ વાર નથી (ખુનીને ઇશારત કરે છે એટલે)

**મદનકુમાર**—અરે દુષ્ટો, મારા મોં આગળ આવા શબ્દ બોલતાં લાજ નથી આવતી. (એમ કહી ઉછાળો મારી ખુનીઓના હાથમાંથી તરવાર ખુંચાવી લઇને) મરવું એક વખત છે. આવો.

**કમળા**—જાગીને) આ શું! આ શું! પ્રાણનાથ, પ્રાણનાથ, (પેલાઓને જોઇને) હાય હાય! હવે શું કરીએ. ઓ પ્રભુ! (મુર્છા ખાઇ પડે છે).

**મદનકુમાર**—મીયા, તું ગભરાઈશ નહીં આ તરવારથી હું બધાનો જીવ લઈશ. અરે મિત્ર બુદ્ધિકુમાર, તું આ વખત નથી.

**ગજલ**—કાસદા લાદે ખબર યાર કે ઘર જાનેકી—એ રાગ.

વ્હાલા મિત્ર તું આ દુઃખ વેળા હાજર નથી,
પ્રાણના તરસ્યા આ દુશ્મનો તો રહ્યા મથી. વ્હાલા ટેક.
ઠંડી રાતે તું ઠંડો થઇ સુતો સુખી,
મદન મિત્ર તો ઓ મરે છે આ આગથી. વ્હાલા.
પ્રીતિ મારીથી મીયા તું આ દુઃખે પોં'ચી,
હાય મિત્ર મારો તો હું સર્વે કહું કથી. વ્હાલા.

(એટલામાં પેલા ખુનીઓ કટાર કહાડીને મદનકુમાર ઉપર ઘા કરેછે, કે તરતજ કમળા, પોતાના પતિને પોતાના ઓથાંમાં એવી તદબીરથી લઈ લે છે કે મદનકુમારને ઘા ન વાગતાં પોતાને વાગે.)

**અમથાદાસ**
**શોકટદાસ** } (એકદમ ખુનીના હાથ પકડે છે). હાં! હાં! હાં! સમાલો! કમળાને ઘા વાગશે અને મરી જશે તો હમારી મેહેનત રદ જશે; પેલા દુષ્ટને મારો. (ખુનીઓ મદનકુમારને મારવાને ટાંપી રહ્યા છે, પણ લાગ મળતો નથી.)

**કમળા**—અલ્યા દુષ્ટો, કદાપિ મારૂં માથું આ ધડથી જુદું થશે તો બેહેતર છે, પણ મારી નજર આગળ મારા પતિનો વાંકો વાળ થવા દેનાર નથી. અરેરે દયાળુ પ્રભુ તું વ્હારે ધા! દીનદયાળ, કરૂણાં સિંધુ, તું હમને નિરપરાધીને મદદ કર.

**અમથાદાસ**—(કુભારજાને) કમળા એવી તદબીરથી ઉભી છે કે જેથી પેલો દુષ્ટ મરાવવો મુશ્કેલ છે. માટે તમે કમળાને સમજાવો.

**કુભારજા**—ખરી વાત–(કમળાને) છોકરી તું સમજીને આઘી ખસ.

**કમળા**—અરે! કોણ મારી માતા? ઓ મારી વ્હાલી માતા, આ હમારીપર દુઃખના ઝાડ ઉગવાં બાકી રહ્યાંરે,! માતા, મારી વ્હાલી માતા તુ શું બોલે છે. અરે તું આ દુષ્ટોને આઘા કર, જોની કેવા મારવા ટાંપી રહ્યા છે. ઓ મારી જનેતા, બાળકપર આટલો બધો શો જુલમ! દયા કર, માતા! દયા કર.

**કુભારજા**—અરે મુર્ખી, એવા કંગાળને શું મોહી રહી છે, દુર થા.

**કમળા**—અરેરે માતા, તું આ શું બોલે છે. તું આવી નમેરી કેમ થાય છે. અરે ભુંડી ભલી પણ તારા પેટનો કાદવ તો ખરો, આ અઘોર રાનમાં સાણ સાણ કરતી રાત્રીએ મને ભય લાગે છે. ઓ પિતાજી ? ઓ માતા દયા કર.

**બે ખુનીઓ**—અરે તું આઘી ખચ, આ કટાર એનો જીવ લેવા ટાંપી રહી છે. (મારવાનો લાગ સોધે છે. કમળા બચાવ કરે છે)

**મદનકુમાર**—ભલમનસાઇની રીતથી માનતા નથી તો હવે જોઇ લો. (તરવાર ખેંચી બહાર નિકળી પડે છે.)

**બે ખુની**—(એકદમ ઘા ઉગામીને) અરે આ તુંજ લેતો જાની, અસ્ત્રીના આસરા હેઠે રહી બાદુરી કરતો હતો તે કે ? (મારે છે, એટલામાં)

**કમળા**—(આડે આવીને) અરેરે પતિ ! માર્યા જશો, હમણા ધીર જ ધરો ! ઓ પ્રભુ, ભાઇઓ રાખો મારી વાત સાંભળી લો; પછી તમારી નજરમાં આવે તેમ કરજો. અહીંઆં હમારૂં કોણ છે, મારી મા પણ તમારા પક્ષપર છે. લાચાર !

**રાગ માહાડ**—મેવાડોરે મલી—એ ઢાળ.

અલ્યા જે માગો તે આપું હામરે, મોમારોરે પતિ,
દયા ધારી કરો મારૂં કામરે, મોમારોરે પતિ. ટેક.
આશા તોડો નહીં માહેરીરે, એમાં નથી કાંઈ સુખ,
ભરનિંદ્રામાં બાંધી આણી ભાઇ, શાને પાડો છો દુ:ખરે. મોમારોરે.
માડી મારી દયા કરીને, મોકલ પાછાં ઘેર
કેમ બાળે તારી બાળકીને, કેમ કરો તમે કે'રરે. મોમારોરે.
વનવગડામાં હું રડુંરે, ઉપર માહાજમ રાત,
માતા મારી તને દયા ન આવે, કેમ કરાવે ઘાતરે. મોમારોરે.
વજ્જૅર તારૂં કાળજુંને, વજ્જૅર તારા બોલ,
આવી નો'તી મારી માવડી, તારા મનમાં કરની તોલરે. મોમારોરે.
હું અબળા મારૂં શું ગજુંરે, એકલડો પતિ આંઈ,
મારો, ઉગરો હાથ તમારે, માડી એ તારો જમાઇરે. મોમારોરે.

(કમળા ઉપર પ્રમાણે કહે છે તેટલા વખતમાં અમથાદાસ—કુભારજા, ખુની, ફોકટદાસ વગેરે કાંઈ છુપો બંદોબસ્ત કરે છે).

**કુભારજા**—કમળા, તું મારી પુત્રી છે; માટે મને દયા આવવાથી તમને હું આ વખત જતાં મુકાવું છું, (ખુનીઓને) જાઓ ભાઇઓ. એ ના ઇશ્વિર એને સહાય છે. માટે તમારાં હથિઆર મુકી દઇ તમે તમારે ઘેર જાઓ. (ખુનીઓ જાય છે).

**કમળા**—(માને પગે લાગીને) માતાજી, તમે હમારીપર દયા ન કરો તો બીજું કોણ કરે? ધન્ય પ્રભુ.

**મદનકુમાર**—હું તમારો મોટો આભાર માનું છું, અને તમાર ત્રણેનું ભલું થજો. એમ હું ઇશ્વર પાસે માગું છું.

**કમળા**—માતા, મારી પાસે આવીને બેસ, મને ભય લાગે છે. હવે જલદીથી ચાલો આપણે ઘેર જઇએ. (આવી વાત કરે છે એટલામાં કરી રાખેલી ગોઠવણ પ્રમાણે પેલા ખુનીઓ આવી એકદમ મદનકુમાર તથા કમળાને પછવાડેથી બાંધી લે છે. કુભારજા તરવાર લઇ લે છે).

**મદનકુમાર**—દગો! દગો! પ્રીયા દગો!!! હવે મોતને શરણ થાઓ. (તરવાર શોધે છે.) અરે દુષ્ટો!

**કમળા**—પ્રાણનાથ! (મૂર્છા ખાઇ પડે છે).

**અમથાદાસ**—જાઓ ખુનીઓ, એ દુષ્ટ મદનકુમારને આ જંગ લના પાછળના ભાગપર લઇ જાઓ? અને ત્યાં ઠાર કરો?

**કમળા**—(બેઠી થઇને) કોને? મારા પતિને? અરે એને ઠાર કરતાં પેહેલાં મને ઠાર કરો? નહીં તો લાવ હુંજ મારે હાથે મરૂં. (તરવાર શોધે છે). અરે અહીં આં હથિઆર હતાં તે ક્યાં ગયાં? અરેરે, પ્રાણનાથ? આ શુકુમાર દેહે ઘા કેમ ખમાય? હા પ્રભુ! શા વારા ફેર!

**મદનકુમાર**—બસ, પ્રીયા? હવે મરવું એ સિદ્ધ છે. (ખુનીઓ તેને લઈ જવા કરે છે). પ્રીયા?

## ગજલ ભેરવીની.

વિખુટો પડું પ્રાણથી, પ્રીય માની લે પ્રણામ;
માની લે પ્રણામ તને છોડી જાઊં આમ. વિખુટો. ટેક.
વ્હાલી માતા માહેરીને, કેહેજે તું પ્રણામ,
કે'જે મદન માર્યો ગયો, વિકટ જંગલને ઠામ. વિખુટો.
પ્રણામ મારા તાતને, પ્રીય કે'જે રાખી હામ,

કે'જે મદન માર્યો ગયો, રે ધીટ જંગલને ઠામ. વિખુટો.
કહેજે સર્વ મિત્રને, જે જાણે મારૂં નામ
પ્રીતિમાં પચેલા, મદનના છેલ્લા પ્રણામ. વિખુટો.

(ખુનીઓ, મદનકુમારને હડસેલે છે).

**કમળા**—પ્રાણનાથ! છેલ્લી મુલાકાત! છેલ્લી મુલાકાત!

**મદનકુમાર**—(ઘસારો કરી પાછો આવે છે) પ્રીયા, આ જન્મે. તો આ છેલ્લી મુલાકાત. પણ ભવિષમાં હશે તો પેલે જન્મે સુખ ભોગવીશું; બસ રજા.

**કમળા**—આ સંસારમાં જે કાંઈ મારૂં છે, અરે જેના આધારથી હું જીવું છું તેને પોતાના પ્રાણ દેહથી જુદા કરવા જવાની રજા આપું! અને હું મારી પાપી આંખે ડગર ડગર જોયા કરૂં! અરે ધિઃકાર છે એ જીવ્યા પર. મારા પ્રાણપતિ તમારી સાથે હું પણ મરીશ. (રડે છે).

**રાગ-દેશ**—ભેખ ઉતારો રાજા ભરથરી. એ રાહ.

**કમળા**—ધિઃકરે જીવ્યુંરે ભુંડા ભેખનું, દોહેલા દીન કેમ જાયજી;
બાળેરે રંડાપો ગાળ્યો ના ગળે, મરે જળ વિના મીનજી. ધિઃકરે.

**મદનકુમાર**—ભવિષ ભુલાવ્યું ગોરીના ભુલે, કરે ક્રોડ ઉપાયેજી,
પૂર્વે જે પાપ કીધાં હશે, ભોગવે આ ભવ માંહેજી. ભવિષ

**કમળા**—જનેતાની કુખે જનમ ધરી, હું તો છઉં દુઃખીઆરીજી;
સુખની આશા તો હાવે હતી, કરો પ્રાણ શું ન્યારીજી. ધિઃકરે.

**મદનકુમાર**—દાની રજારે સુખે સુંદરી, પ્રેમ તોડોની મારોજી;
આરે ભવેરે મન વાળવું, પેલે ભવ છું હું તારોજી. ભવિષ.

**કમળા**—સંસારમાંરે જીવી શું કરૂં, જીવન હાર જાયે છોડીજી;
પ્રાણરે ગયો તો પ્રાણ નવ ટકે, પ્રિત તુટે ન તોડીજી. ધિઃકરે.

**મદનકુમાર**—આત્મ હત્યા ગોરી નવ કીજે, એથી થાય ના ઓદ્ધારજી;
આપણા ધનનો ધર્મ કરી, માગો મુને ભરથારજી. ભવિષ.

**કમળા**—ધન માલ આદિ સૌ સાહેબી, એ છે જીવતાંની માયાજી;
જન્મ ધરીરે આ સંસારમાં, ખરૂં કાંઈ ન કમાયાજી. ધિઃકરે.

**મદનકુમાર**—લાભ લાખેણો ગોરી ધારીને, કર્યો તો સુવેપારજી;
ખોટ આણારે આ દગાખોરે, મુને કર્યો છે લાચારજી. ભવિ.

**કમળા**—અરે પ્રીય પતિ, શું બોલો છો! આ તે સ્વપ્ન કે ખરી વાત!

**મદનકુમાર**—પ્રીયા, સઘળી ખરી વાત છે. તે તું તારી નજરે જુવે છે. હવે મને આ દુષ્ટના આકર્ષણથી બંધ બાંધેલા ભચડાય છે. માટે લે હવે લાચારીના છેલ્લા પ્રણામ! (જાય છે, અને કમળા રડે છે તેથી પાછો આવેછે. કમળા મુર્છા ખાઇપિડે છે. મદનકુમાર પ્રીયા! પ્રીયા! કરતો ખુની સાથે જાય છે.)

**કમળા**—(બેઠી થઇને) પ્રાણનાથ! (તેની પુઠે દોડવા જાય છે અને બેભાન થઇ પડે છે).

**અમથાદાસ**—ચાલો હવે એ બેભાન છે એટલે એને આપણે ઘેર લઈ જઇએ. મળશ્કાંની ઝડપ થવા આવી છે. ખુનીઓ એનું કામ કરી સવારે ઘેર આવશે. (ઉંચકી ચાલતા થાય છે). પડદો પડયો.



## પ્રવેસ ૩ નો.

**પાત્ર**—બાંધેલા મદનકુમાર સાથે બે ખુની—બુદ્ધિકુમાર—બે સીપાઇ.

**મદનકુમાર**—(રસ્તે ચાલતાં ઉદાસીમાં).

**ગીતિ.**—નથી ઓથ બંધુની, વ્હાલાંની પણ અરે દુષ્ટ કરણી;
પ્રીતમ પ્રીતમ કરતી, પડી મુકી કેશરી ચુથે હરણી.

અહો, દીન દયાળ પ્રભુ, મારી શી દશા! મારી પ્રીય સ્ત્રીને એકલી છોડી આવતાં મેં મુર્ખે જરા આચકો ખાધો નહીં. વિખુટાં પડતી વેળાનો ગાભરો દેખાવ અત્યારે મારી નજર આગળ મુર્તિમાન દેખાય છે. આહા, મૃગ લોચની! હવે તારી શી ગતિ થશે! અરે શું તાહારૂં વ્હાલ! શું તાહારૂં ડાહાપણ! શો તાહારો પ્રેમ! એ સઘળું મને યાદ આવે છે અને મારાં દુઃખમાં વધારો કરે છે. પ્રીયા! (તંમર ખાઈપડે છે, અને બેઠો થઇ બોલે છે).

### ભેરવીની ગઝલ (પોલક).

કમળા ઓ કમળાક્ષી તું, ચિત્ત માંહે ચોંટી રહી;
મરણ માહેરૂં થતે, દીલડું નાખશે દહી. ટેક.

લડાવી લાડ લાડીલી, સુખ દીધું તેં દુઃખ સહી;
સુખમાં સર્વ ભૂલીને, દુઃખના દી જાણ્યા નહીં. કમળા.
માઝમ રાતે મે'લમાં, સે'લમાં સુવું સહી;
માઝમ રાતે મોત તેં, હાય પ્રભુ નિર્મ્યું કહીં. કમળા.

**ખુનીઓ**—હવે જલદી ચાલ! "હાય પ્રભુ" કરતો! (એમ કહી પછાડીથી હડસેલે છે અને એક ખાઈ આવી ત્યાં ઉભો રાખીને) ચંડાળ ચોર, ચાલ તૈયાર થઈ જા હવે તને મોતને તાબે કરીએ છીએ. (ઘા કરે છે.)

**મદનકુમાર**—(ખશી જઇ ઉંચા હાથ કરી) રાખો? રાખો! એ મજા, આ આત્મા રૂપી દીવો તમારે હોલવવો છે તો હોલવજો. અરે પ્રભુ! આ રગઝકમાં કેટલો વખત ગયો! પણ કોઈ મદદે આવી પોંચ્યું નહીં! હશે પ્રભુની એમજ ઇચ્છા હશે, તો હું લાચાર તેને તાબે છું.

**ગઝલ.** ગઈ એક બે એક જોહવા—એ રાગ.

કૃપાશાગરા ધરજે વીનંતી રંક તુજને જાચું છું,
દીન દયાળા લેજે શરણે આ ફાની દુનિઆં ત્યાગું છું. ૮ક.
કાયા, વાચા, મનસા, એ વળી, કર્મોણાને લીધે કરી,
જે પાપ કીધાં હોય તેની માફી તો માગું છઊં.

(પોતાની આંખે હાથ દે છે) લેઓ નાપાક મુજીઓ હવે કરો તમારૂં કાળુ કર્મ, શીવ! શીવ! પ્રભુ! (એ શબ્દ બોલ્યા કરે છે).

**ખુનીઓ**—અરે તું અત્યારે હમારા તાબામાં છે તોપણ હમને ધિઃકારે છે. લે લેતો જા (ઉગામીને મારે છે).

**બુદ્ધિકુમાર**—(બે સિપાઈ સાથે પ્રવેશ કરીને પાછળથી તરવાર પકડી લે છે) સબુર! ચંડાળ ચોર! સબુર, ઘોર કર્મ કરતાં લાજ આવતી નથી! (તરવાર ખુંચાવી લે છે) પ્રીય મિત્ર મદનકુમાર ગભરાશો નહીં; (તેને બાઝી પડે છે) સિપાઇઓ? બાંધો બન્ચો ખુનીને.

**મદનકુમાર**—મારા વ્હાલા બુદ્ધિકુમાર! (તેને ભેટે છે. બુદ્ધિકુમાર તેના બંધ કાપિ નાંખે છે.) મિત્ર જરા મોડો આવ્યો હોત તો મારા દેહથી મારા પ્રાણને જુદા પાડતાં આ દુષ્ટોને કાંઇ વાર નહોતી. ધન્ય પ્રભુ! ભાઈ તમે કયાંથી જાણ્યું!

**બુદ્ધિકુમાર**—બાર વાગે રાત્રીના તમારા ઘરનો ચાકર મારી પાસે આવીને ફાળ ખાતો બોલવા લાગ્યો કે મારા શેઠને બાંધીને કોઇ એક સ્ત્રી તથા બે ચાર પુરૂષ, લઈ ગયા. હું તો ધાકનો માર્યો અત્રે નાસીને તમને કહેવા આવ્યો છું. મિત્ર આ ખબર સાંભળતાં તુરત હું આ સિપાઇઓને લઈ સોધતો અત્રે આવી ચઢયો.

**મદનકુમાર**—શી ખુશીની વાત! શાબાશ મિત્ર શાબાશ! પણ અરે મારી પ્રીયાની શી દશા હશે!

**બુદ્ધિકુમાર**—શું, તમારી સ્ત્રીને પણ બાંધી આણી છે. અરે તે કયાં છે?

**મદનકુમાર**—ભાઇ, પાસેના જંગલમાં પેલા દુષ્ટ મારા ન્યાતીલાના કબજામાં તે ફસાઇ છે.

**બુદ્ધિકુમાર**—શું, કમળા તેઓના કબજામાં છે!! અરે જલદી ચાલો નહીં તો કમળા જરૂર પોતાનો પ્રાણ કાઢશે.

**મદનકુમાર**—હેં! મિત્ર જો એમજ મારી પ્રીયાએ કર્યું હોય તો મારે અહીંઆંજ મરવું એ સારૂં છે.

**સિપાઈ**—ભાઇસાહેબ. પાસ કે જંગલમેં કુચ સોર બકોર હોતા હે, ઓર કોઇ ઔરત રોતી હોવે એસા અવાજ આતા હે.

**બુદ્ધિકુમાર**—ચાલો! ચાલો! જલદી ચાલો? (સિપાઇઓ પેલા ખુનીને લઈ સર્વ જાય છે).

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—જંગલ.

**પાત્ર**—કમળાને લઇ જનારા તથા પાછળના બધાં.

**કમળા**—(રસ્તે ભાનમાં આવી પેલાઓના પંઝામાંથી છુટી પડે છે) અરે જુલમ! કયાં લઈ જાઓ છો? અલ્યા દુષ્ટો? ખબરદાર જો મને હાથ અડાડયો તો! અરે પ્રીય પતિ તમે કયાં હશો! અરે આ દુષ્ટ આગળ મારો ધર્મ સચવાય એમ નથી, માટે ઓ સુખદયાણ ભરથાર હું પણ આત્માનો ત્યાગ કરી પુઠે આવું છું. (રડે છે).

હમકુ છાંડ ચલે બન માધુ—એ રાગ.

હાય હવે હું તે કયાં જાઊં, ફેર કીધો માબાપેરે.　　હાય. ટેક.
જીવનું જીવન પ્રાણપતિતે, હરી હરી લીધો આપેરે;
ઓ પ્રાણનાથ ઓ મનનામોજી, હું જીવું કોણ પાપેરે.　હાય. ૧.
કોને આધારે તમે મને નાંખી, વિખુટા પડી જાતેરે;
છણ છણ છાતી દાઝે મારી, કુમળું કાળજ કાંપેરે.　　હાય. ૨.
પીયુજી હું પીડા પામુ અતિશે, હાય આ દુષ્ટ સંતાપેરે;
વ્હારે હવે આવી કોણ વ્હાલા, દાવાનળ દુ:ખ કાપેરે.　　હાય. ૩.

**અમથાદાસ**—અરે પ્યારી કમળા, તું નકામી કલ્પાંત શું કરવા કરે છે. અને એવા તુચ્છ મદનકુમારના પ્યારમાં શું રીઝી રહી છે ! ચાલ ઉઠ, એથી દશગણું સુખ હમારા તરફથી તને મળશે.

**પ્રેકટદાસ**—તું જયારે હમારૂં સુખ જોશે, ત્યારે મદનકુમારના અલ્પ સુખને તુચ્છ ગણશે. માટે ચાલ ઉઠ, વધારે કહેવડાવ નહીં (તેને બન્ચો જણ ઉઠાડવા જાય છે.)

**કમળા**—(આઘી ખશીને) અરે ધિ:કાર હોજો તમારા એવાં સુખ ઉપર ! અરે ચંડાળો ! સુખ શી વસ્તુમાં છે, એજ જેને ખબર નથી ! તો તે બીજાને શું સુખ આપશે ! (પેલાઓ તેને બળાત્કારે લઇ જવા માંડે છે એટલે)

**બુદ્ધિકુમાર**—(પ્રવેશ કરીને) ખબરદાર, કમળાને હાથ અડાડયો તો ? ચંડાળો ! (પેલાઓ થડકીને આઘા ખસે છે.)

**કમળા**—(બુદ્ધિકુમારની પાસે જઇને) ઓ મારા વ્હાલા ભાઈ, તમને પરમેશ્વરે અહીં મોકલ્યા, પણ ખુનીઓને હાથ મારા પ્રા—(અટકી જાય છે).

**મદનકુમાર**—(સિપાઈ તથા ખુનીની સાથ પ્રવેશ કરે છે) ફીકર કરીશ નહીં પ્રીયા, હું જીવતો છું (તેને ભેટે છે) મારા બુદ્ધિકુમારની મદદથી આ ખુનીઓને બાંધી લઈ, તારી મદદે આવ્યો છું.

**કમળા**—(મદનકુમારના ખભાંપર પોતાના બન્ચો હાથ તથા માથું મુકીને) ઓ મારા પ્રાણનાથ ! ધન્ય પ્રભુ ! પામરને તારા વિના બીજું કોણ સાહ્ય કરે ?

**બુદ્ધિકુમાર**—(સિપાઇઓને) લાવો એ ખુનીને હું પકડું છું. તમે પેલા કુટ્ટાને બાંધો ! જો તે ન બાંધવા દે, તો તરવારથી તેના માથાં ઉડાવી દજો !

(અમથાદાસ તથા ફોકટદાસ અને કુભારજા મુગે મોહોડે હાથ બંધાવે છે. સિપાઈ તેને ખુનીની સાથે હારમાં ખડા કરે છે).

**બુદ્ધિકુમાર**—(મદનકુમારને) મિત્ર, આ આનંદની હેલી થઈ, એ સર્વ પ્રભુની કૃપાથીજ. માટે પ્રથમ હું તેનો પાડ માનું છું.

**ઠુમરી.**—બીંદરાબીંદ મોરા સામળીઆ—એ રાગ.

પરમેશ્વર તેં કરૂણા કરી, મુજ વ્હાલાંને ઉગારી દીધાંરે; ટેક.
જેથી પાડ હું માનું રે પ્રભુ, જમને હાથથી ઝુંટી લીધાંરે. પરમેશ્વર. ૧.
અતિ પ્રેમ વધ્યો આનંદ વધ્યો; આ દુરીજનના મુખ કાળાં કીધાંરે. પરમેશ્વર. ૨.
ગુણી ગણના ગુણની ન ગણાએ; અમારાં સૌ કારજ સીધાંરે. પરમેશ્વર. ૩.
દીન દયાળા તુજ કૃપાથી, ઘુટકે પ્રેમના નીર પીધાંરે. પરમેશ્વર. ૪.

**કમળા**—હે અનંત બ્રહ્માંડના અધિપતિ; કૃપાસાગરા, ભક્ત વત્સળ પ્રભુ! આ સમયે જેવી હમારી સાહ્ય કરી તેવીજ રીતે સંકટ વખતે તું તારા નેક રાજ્યમાં હમારી સંભાળ રાખી હમારી પાસે સત્યના કામ કરાવજે.

**બુદ્ધિકુમાર**—મિત્ર, આ બે ખુનીઓ સિવાય બાકીના આ ત્રણે દુષ્ટ કર્તવ્ય કરનારના ડોકાં હું મારે હાથે ઉડાવી દઊં! (તરવાર ખેંચીને) કેમ શી આજ્ઞા છે?

**મદનકુમાર**—(તરવાર પકડી લે છે) સબુર, મિત્ર, સબુર.

**ફોકટદાસ**—અરે આવા બે જુવાન મરદોની આગળ આજે હું બંધીવાન તરીકે ઉભો છું તે ધિઃકાર હોજો મારા જીવતરને. ભાઈસાહેબ, હવે મારાં દુષ્ટકર્તવ્ય મને બધાં યાદ આવે છે. માટે કાળું મોં શું બતાવું. હું મરવા તૈયાર છું. (નીચું જુવે છે).

**અમથાદાસ**—હું પણ શરમનો માર્યો બોલી શકતો નથી. અરે હમે તમારી ઉપર દુઃખ પાડ્યામાં કાંઇ બાકી મેલી નથી; ન્યાત જાતમાંથી સગાં વહાલામાંથી તમને અળખામણાં કર્યાં, અને આખર તમારો પ્રાણ લેવાનો નિશ્ચય કર્યો. અરે હવે મને સમજાયું કે ધન્ય છે તમારી સ્ત્રી પુરૂષની પ્રિતિને. ધિઃકાર ન્યાતના ધારાને કે આવી રીતે સંબંધ ન બાંધતાં બાળલગ્ન કરે છે. ભાઇ સાહેબ, હવે મારા જીવને વધારે ધિઃકાર ન કરાવતાં મોત ન તાએ કરો. (નીચું જુવે છે).